# श्री सदुपदेशश्रेणी.

( सदुपदेश ३८ मो. )

कार्तिकीमहोत्सव.

श्री श्रेयस्साधक अधिकारिवर्ग ग्रंथावलि-ग्रंथांक-८८.

—संवत् १९७४ ना कार्तिक कृष्ण चतुर्दशीना १०५ मा महोत्सव निमित्त—

# श्री सदुपदेशश्रेणी.

## अष्टत्रिंशत्तम सदुपदेश.

## વિષયાનુક્રમણિકા.

વિષય. — પૃષ્ઠાંક.




—પ્રવર્તક—

श्रीमद् उपेन्द्र भगवान्.

—વડોદરા.—

—પ્રકાશક—

શ્રી શ્રેયસ્સાધક અધિકારિવર્ગ તરફથી

પુંજાલાલ મોહનલાલ શુક્લ.

વડોદરા.





ઈ. સ. ૧૯૧૭.

—મુદ્રક—

કાશીનાથ રઘુનાથ મિત્ર,

મનોરંજન પ્રેસ, ૩, સેંડહર્સ્ટ રોડ. મુંબઈ.

मूल्य रु. ०-६-०.

# પ્રસ્તાવના.

સંવત્ ૧૯૭૪ ના કાર્તિક કૃષ્ણપક્ષ ચતુર્દશીનો વડોદરામાં **શ્રી શ્રેયસ્સાધક અધિકારિ વર્ગનો** ૧૦૯ મો મહોત્સવ નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો, તે પ્રસંગને માટે તૈયાર કરાવવામાં આવેલા લેખો, વ્યાખ્યાનો વગેરે શ્રેયસ્સાધકો તથા અન્ય સજ્જનોને અર્થે પ્રકટ કરવામાં આવ્યા છે.

સંવત્ ૧૯૭૪ કાર્તિક
કૃષ્ણ ૧૩ બુધવાર,
**વડોદરા.**

**શ્રી શ્રેયસ્સાધક અધિકારિવર્ગ.**

॥ ॐ श्री ॥

# श्री सदुपदेशश्रेणी.

## अष्टत्रिंशत्तम सदुपदेश.

## श्री रामायणनी लोकप्रियता.

विश्वोद्भवस्थितिलयादिषु हेतुमेकं
मायाश्रयं विगतमायमचिन्त्यमूर्तिम्
आनंदसान्द्रममलं निजबोधरूपं
श्रीसद्गुरुं विदिततत्त्वमहं नमामि ॥

વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયમાં જે હેતુ છે, માયાના આધાર છતાં તેનાથી રહિત છે, જેનુ સ્વરૂપ અચિંત્ય છે, જે આનંદઘન, નિર્મલ અને આત્મજ્ઞાનરૂપ છે ત । યથાર્થ તત્ત્વને જેણે જાણ્યું છે તે શ્રી સદ્ગુરૂને હું પ્રનમ કરૂં છું.

આ વિશ્વમાં પ્રાણિમાત્ર જ્યાં સુધી હલનચલનાદિ ક્રિયાયુક્ત હોય છે ત્યાં સુધી તેમાં ચૈતન્યની સત્તા સ્ફુરતી હોય છે, એમ સ્પષ્ટ જણાય છે. આ ક્રિયામાત્ર અંતઃકરણમાંથી ઉદ્ભવે છે. અંતઃકરણ સત્ત્વ, રજસ્ અન તમસ્ ગુણવાળું હોય છે અને चलं हि गुणवृत्तम् એ નિયમપ્રમાણે ક્રિયા એ એનો સ્વભાવધર્મ છે. આ અંતઃકરણ દ્રવ્ય બીજા સ્થૂલ પદાર્થોની પેઠે ઇન્દ્રિય પ્રત્યક્ષ નથી; તેમાંથી નિરંતર વહેતા પ્રવાહને વૃત્તિઓ કહે છે અને તે વૃત્તિઓ જે જે પ્રાણીપદાર્થના સ્થૂલ વા સૂક્ષ્મ સંબંધમાં આવે તેમાં આકાર પરિણામને પામે છે. આ વૃત્તિઓ દ્રવ અથવા રસરૂપ હોય છે. શોક, ક્રોધ, ભય, મોહ ઇત્યાદિ અનેક વિકારોને તે પ્રકટાવે છે. આ રસની વ્યવસ્થા કરતાં આપણા પ્રાચીન સાહિત્યકારોએ તેના નવ વિભાગ કર્યા છે: તે શૃંગાર, હાસ્ય, કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાન્ત એ રીતે છે. પ્રત્યેક રસવાળું વર્ણન અથવા ક્રિયા તેવા તેવા અંતઃકરણના દ્રવને પ્રકટાવે છે; કરુણરસપ્રધાન પ્રસંગનું વર્ણન વાંચતાં, સાંભળતાં અથવા લખતાં હૃદય તથા નેત્ર અશ્રુથી વ્યાકુલ

થાય છે, તેમ વીરરસનો વેષ ભજવતાં નાટકને જોનાર આવેશથી સંતપ્ત થઇને પોતાના સ્થાન ઉપરથી ઉછળીને ઉભા થાય છે તે કોને અજાણ્યું છે? આ વિવિધ રસવાળાં કાવ્યો આ ભૂમંડળ ઉપર વિવિધ દેશમાં વિવિધ લેખકોએ વિવિધ ભાષામાં રચેલાં છે. પશ્ચિમ દેશમાં પ્રાચીન કાવ્યોમાં હોમરનું ઇલિયડ એ પ્રધાનપદ ભોગવે છે, અને તેથી ઉતરતાં વર્જિલ, ટૅસો, મિલ્ટન અને બીજા સમર્થ કવિઓનાં કાવ્યો આવે છે. પૂર્વમાં ઇરાન, અરબસ્તાન અને બીજા દેશોમાં પણ વીરરસ કાવ્યો રચાયલાં છે; પરંતુ "પૂર્વનાં વીરરસ કાવ્યો" (Epics of the East) એ પ્રશંસ્ય પદવી તો રામાયણ અને મહાભારતને જ આપવામાં આવે છે. આવાં સમગ્ર કાવ્યોનો એકંદર વિચાર કરતાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે જનસમાજની અભિરુચિ તેમ જ વિદ્વાન્ અને તત્વજ્ઞાનીઓની બહુમાનદૃષ્ટિ જો કોઇપણ ગ્રંથો પ્રતિ વધારે વળતી હોય તો તે એ જ મહાકાવ્યો છે. તે ખરેખર લોકપ્રિય છે. મોટાં શહેરોમાં કે નાનાં ગામડામાં, દેવાલયોમાં, ધર્મશાળાઓમાં, ગૃહસ્થનાં ગૃહોમાં કે સાધુસંતોના મઠોમાં જ્યાં જુઓ ત્યાં રામાયણ અને મહાભારતની કથા થતી જોવામાં આવે છે અને સ્ત્રીપુરૂષોનાં ટોળેટોળાં તેનું આતુરતાપૂર્વક શ્રવણ કરે છે, અને પોતપોતાની મતિઅનુસાર તેમાં વર્ણાતા વિવિધ રસ તથા બોધને ગ્રહણ કરે છે; તેમાં પણ મહાભારત કરતાં રામાયણની કથાનો પ્રચાર ઘણો જ છે અને તેને શ્રવણ કરનારની સંખ્યા પણ ઘણી છે. શ્રોતાજનોની રસવૃત્તિ, બુદ્ધિશક્તિ અને અધિકારના પ્રમાણમાં તે ગ્રહણ કરે તેવા રૂપમાં અને તેવી ભાષામાં કથા કરનાર તેનું વર્ણન અને વ્યાખ્યાન કરે છે, તેમજ વ્યાખ્યાન કરનારની કુશળતા ઉપર પણ તે વસ્તુની લોકપ્રિયતા અને હિતકારિતાનો આધાર છે. વિવિધ પ્રસંગો, રમ્ય સ્થળો અને ચરિત્રોનાં વર્ણનથી શ્રોતાઓની વૃત્તિમાં અપૂર્વ છાપ પડે છે અને તે દ્વારા ચારિત્ર્યની શુદ્ધિ થાય છે. આ પ્રકારની પદ્ધતિ પશ્ચિમના દેશોમાં જોવામાં આવતી નથી. સામાન્ય લોકો એકત્ર મળીને અમુક સ્થળે મિલ્ટનના પેરેડાઇસ લોસ્ટ (Milton's Paradise Lost) ની કથા શ્રવણ કરતાં જોવામાં આવતા નથી, તેમ તેમને તે વસ્તુમાટે એક જ પ્રકારની અભિરૂચી અને માનદૃષ્ટિ હોતી નથી. કથા અથવા પ્રવચનનું સ્વરૂપ તે દેશોમાં જોવું હોય તો તેમના દેવળોમાં હોય છે; અને તે સામાજીક ઉપાસનાનો એક પ્રકાર છે. બાઇબિલના ધર્મપુસ્તકનું એક પ્રકરણ અથવા વાકય લઇને તે દેશના વિદ્વાન્ ધર્મગુરુઓ બહુ સુંદર રીતે પ્રવચન કરે છે, પરન્તુ વ્યાવહારિક વર્તનમાં ધર્મના સિદ્ધાંતોની ગુંથણી તો આપણા દેશની

ગ્રંથરચનાની અપૂર્વતા છે. આથી જ જનસમાજ આવા બોધક ગ્રંથોને બહુ માનસાથે પૂજ્ય ગણે છે અને દેવની પેઠે પૂજે છે. પંજાબમાં સીખ લોકો પોતાના ધર્મગ્રંથને ગ્રંથસાહેબ કહીને નિત્ય પૂજે છે. ભાદ્રપદ માસમાં શ્રીમદ્ભાગવતનું સાત દિવસ સુધી પૂજન કરીને અનેક સ્ત્રીપુરૂષનાં ટોળાં સપ્તાહ શ્રવણ કરે છે, એ કોને અજાણ્યું છે? આસ્તિક બ્રાહ્મણો શ્રીમદ્ ભગવદ્ગીતા, ચંડીપાઠ વગેરેનું પૂજન તથા પઠન કર્યા વિના ભોજન પણ લેતા નથી એ કોણ નથી જાણતું? અર્થાત્ જીવનો સમુદ્ધાર કરવાનું સામર્થ્ય તે તે ગ્રંથોમાંથી પ્રાપ્ત થતું હોવાથી તે તે ગ્રંથો પૂજ્ય ગણાયા છે. રામાયણની પૂજ્યતા પણ આવા જ પ્રકારની છે; અને તે આજકાલની નથી. આ સ્થળે રામાયણના સમયનો નિર્ણય કરવો અપ્રસ્તુત છે; પરન્તુ જેને આપણે ઐતિહાસિક તરીકે ઓળખીએ છીએ તે પહેલાં ઘણા વર્ષો થયાં રામાયણ માટે લોકોનો ભક્તિભાવ ચાલ્યો આવે છે. રામાયણના મુખ્ય પાત્ર શ્રી રામચન્દ્રજીના ચારિત્ર્યની શુદ્ધિ બીજા કોઈ દેશમાં કોઈ ગ્રંથમાં વિદ્વાનોને જણાઈ નથી. રામમય જીવન કરવાની અભિલાષા જનસમાજમાં એટલી તો બદ્ધમૂળ છે કે ગમે તે નિમિત્તે પણ રામનું સ્મરણ સદોદિત જાગૃત્ રાખવાની સામગ્રી રચી રાખે છે. પોતાનું નામ અથવા નામનો કોઈ ભાગ પણ 'રામ' વાળો રાખે છે; (રામપ્રસાદ, શિવરામ, રામશંકર ઇત્યાદિ); દયાની લાગણી દર્શાવવાનો પ્રસંગ આવતાં મુખમાંથી રામ રામ એવો ઉદ્ગાર નીકળી જાય છે, મરણ થતાં શરીરને શ્મશાન લઈ જતાં 'રામે રામો' અથવા 'રામ બોલો, ભાઈ રામ' એવા આઘોષ કરવામાં આવે છે; જે રાજ્યમાં સત્ય અને ન્યાયપરાયણતા હોય અને પ્રજાજનો સદા સંતુષ્ટ હોય છે તેને 'રામરાજ્ય' કહેવામાં આવે છે. ઉત્તરમાં ગંગોતરીથી દક્ષિણમાં રામેશ્વર અને પૂર્વમાં ગંગાસાગરથી પશ્ચિમમાં દ્વારિકા સુધી ચતુઃસીમામાં આ ભરતખંડમાં સર્વ દેશોમાં એક અથવા અન્યરૂપ આ 'રામ' નામ રમણ કરી રહ્યું છે અને જીવનમાં ઓતપ્રોત થયેલું છે. હિન્દુસ્તાનનું વસતિપત્રક અવલોકતાં પણ જણાશે કે રામ નામ ધારણ કરનાર સ્ત્રીપુરૂષોની સંખ્યા હિંદુ વસતિના મોટા ભાગની જોવામાં આવશે. અર્થાત્ સુખમાં કે દુઃખમાં, પ્રવૃત્તિમાં કે નિવૃત્તિમાં, શ્રદ્ધાથી કે અશ્રદ્ધાથી, જાણતાં કે અજાણતાં જનસમૂદાયનો મોટો ભાગ રામનામનું સ્મરણ કરે છે. આટલો બધો રામનામનો મહિમા અને ચમત્કાર માનવ અંતઃકરણ ઉપર શાથી છે તે પ્રશ્નનું ઉત્તર આપવું બહુ કઠિન નથી. મહા ઘોર કર્મ કરનાર મનુષ્યનું અંતઃકરણ પણ પોતે પાપકર્મ કરતી વખતે તે કર્મની પાપરૂપતા અને તેના દુઃખરૂપ ફળને

તો સારી રીતે સમજી શકે છે અને તેથી સત્ય અને ન્યાય્ય વસ્તુ શી છે તે પણ સમજે છે; જો કે વિવિધ અશુભ કર્મમાં પ્રવૃત્તિ કરાવનાર હેતુ કોઈ પણ પ્રકારનો સ્વાર્થ જ હોય છે તો પણ તે સ્વાર્થની સમાપ્તિએ અથવા નિષ્ફળતાએ સત્ય અને ન્યાય જ તેની દૃષ્ટિ આગળ તરી રહે છે. ચોરી અને ખૂન કરનાર માણસને પાછળથી પશ્ચાત્તાપ થાય જ છે. આવા દુષ્ટ મનુષ્યો પણ જ્યારે સત્યના સ્વરૂપને સમજે છે તો સજ્જન સત્કર્મ કરનાર મનુષ્યો તેને જાણે તેમાં તો આશ્ચર્ય શું છે? તાત્પર્ય એ કે કીટથી તે બ્રહ્માપર્યંત સ્થાવર જંગમ સર્વ વસ્તુ માત્ર સત્યને જ આધારે ટકી રહે છે. સત્યમાં જ સર્વની પ્રતિષ્ઠા છે, સત્ય જ સર્વનું પોષક છે. સત્ય અથવા સત્ એ પરમાત્મતત્વનું એક સ્વરૂપલક્ષણ છે. સત્યનો આ ધર્મ સર્વ અંશમાં જો કોઈ પણ વ્યક્તિમાં અભિવ્યક્ત થયો હોય તો તે રઘુકુલદીપક શ્રીરામચંદ્રમાં જ છે અને તે જ તેમની અપૂર્વતા છે. રામાયણના મહાકાવ્યના મુખ્ય પાત્ર અથવા નાયક શ્રીરામ છે તે આ સત્ય અને ન્યાયનું મૂર્તિમાન સ્વરૂપ છે, કેમ કે સુખમાં કે દુઃખમાં તેમની સત્યથી કદાપિ પ્રચ્યુતિ થયી નથી. આદિકવિ શ્રીવાલ્મીકિએ શ્રીરામને સંબોધતાં અનેક વિશેષણો યોજ્યાં છે તેમાં મુખ્ય **सत्यधर्मपरायण** કહીને તેમને સંબોધ્યા છે. રામને રાજ્યાભિષેક કરવાનો હતો તેવામાં કૈકેયીના પ્રપંચથી દશરથ મહારાજે પોતાની સત્ય પ્રતિજ્ઞા પાળવા અર્થે જ પોતાના પ્રિયતમ જ્યેષ્ઠ પુત્ર શ્રીરામને વનમાં વિચરવા આજ્ઞા કરી હતી અને આ પ્રમાણે પ્રસંગો પલટાઈ ગયાથી લક્ષ્મણે રામને કહ્યું હતું કે તેવા પિતા અને તેમનાં તેવાં વચનને માનવાની વાત વેગળી મૂકીને અયોધ્યાના ગાદીપતિ થઈ જાઓ. ત્યારે તેના ઉત્તરમાં રામે કહ્યું હતું કે **न हि चेदमधर्मेण शक्रत्वमपि लक्ष्मण**— " હે લક્ષ્મણ, અધર્મવડે ઇન્દ્રનું પદ પણ પ્રાપ્ત કરવાની મારી ઇચ્છા નથી, તો પછી એક અયોધ્યાના રાજ્યનો શો હિસાબ ! " આ રીતે સત્ય અને ધર્મના પરિપાલનાર્થે પોતાનાં પત્ની સીતા અને બંધુ લક્ષ્મણની સાથે વનમાં નિવાસ કરતાં જે જે કષ્ટ વેઠ્યાં છે, અને જે જે લીલાઓ કરી છે, ઋષિમુનિ અને તપસ્વીઓનાં તપ અને ધર્માનુષ્ઠાનમાં રાક્ષસોથી કરાતા વિઘ્નોને વિદારીને નિર્ભયતા અર્પી છે, ઇશ્વરધ્યાનપરાયણ ઉપાસકોની ઉપાસનાના અવધિએ પ્રત્યક્ષ થઇને આપ્તકામ કર્યા છે, અધર્મથી દેવાદિને પણ દમન અને ત્રાસ આપનાર રાક્ષસોનો ઉચ્છેદ કર્યો, અને સ્વલ્પમાં પાશવી વૃત્તિનો પરાજય કરીને માનવી વૃત્તિનું સામ્રાજ્ય સ્થાપ્યું છે, એ આદિ અનેક વિષયોને વર્ણવતા રામાયણની કથા

અનેક યુગ વહી ગયા છતાં ઘેરેઘેર ગવાય છે અને ઉછરતા બાળકથી તે મરણોન્મુખ વૃદ્ધપર્યંત નાના મોટાં સર્વે તેને સારી રીતે જાણે છે. ચૌદ વર્ષના વનવાસ વ્રતની સમાપ્તિએ અયોધ્યામાં પાછા ફરતાં રામે પોતાની માતાઓને વંદન કરતી વખતે કુશળ પ્રશ્નોત્તર થયા પછી જણાવ્યું છે કેઃ—

**तातस्नेहो भरतमहिमा पौरुषं वायुसूनोः**
**सख्यं चापि प्लवगनृपतेः क्वापि सौमित्र्यभक्तिः ।**
**सीतासत्यं निजभुजबलं वैरिणां वैरिभावो**
**ज्ञातं सर्वं तव चरणयोर्मातुरेषः प्रसादः ॥**

રામાયણના સાર અને તાત્પર્યને વર્ણવતાં રામે કહ્યું છે કે પોતાનો પુત્ર પ્રતિ અપાર સ્નેહ, ભરતની મહાનુભાવતા, હનૂમાન્‌નું પરાક્રમ, વાનર રાજા સુગ્રીવની મિત્રતા, લક્ષ્મણની ભ્રાતૃભક્તિ, સીતાનું સતીત્વ, પોતાનું બાહુબલ, અને રાક્ષસરાજ રાવણના વૈરભાવની પરાકાષ્ઠા, આ સર્વ મારા વનવાસમાં અનુભવમાં આવ્યું છે તે, હે માતા! તમારા ચરણનોજ પ્રસાદ છે. રામાયણનાં ઘણાં ખરાં મુખ્ય પાત્રો આ શ્લોકમાં આવી જાય છે. પોતાના સ્થૂલ શારીર સામર્થ્યનો જ અત્ર ઉલ્લેખ કર્યો છે, કેમકે સ્વસામર્થ્યનું સ્વમુખે સવિસ્તર વર્ણન કરવું એ આત્મશ્લાઘા દોષરુપ છે, એ નીતિમર્યાદાનું પાલન કરનાર રામની દૃષ્ટિ બહાર ન હતું. આ જમાનામાં કયો રાજપુત્ર પોતાને મળતા રાજપાટનો ત્યાગ કરીને કેવળ પોતાનાં માતાપિતાનું વચન પાળવાને વનવાસનો સ્વીકાર કરશે? સુંદર રાજમંદિરમાં વિવિધ આહારવિહારને ભોગવતાં, રત્નખચિત પર્યંકની સુકોમલ શય્યાનો પરિત્યાગ કરીને, કેવળ પતિ એજ સ્ત્રીનું જીવનસર્વસ્વ છે, અને સ્ત્રી એ પતિની છાયારૂપ છે એમ ગણીને કયી સ્ત્રી પોતાના પતિ પાછળ હિંસ્ર પશુઓ અને રાક્ષસોના ભયથી કંપાયમાન થતાં દર્ભ, પત્ર, અને કંટકવાળી ભૂમિની શય્યાનો આશ્રય લેશે? જાત જાતને ખાય છે તો પછી ભિન્ન જાતિનાં વાનર, રીંછ વિગેરે પ્રાણીઓ પોતાથી પરજાતિવાળા માનવપ્રાણીઓને ઉપદ્રવ કરવાને બદલે નિર્મલ સ્નેહથી સાહાય્ય આપે એ આ કાળમાં કયાં બનવા જેવું છે? કુટુંબકલહ જ્યાં ત્યાં જોવામાં આવે છે, અને તેથી વિશાળ કુટુંબો અને તેમની સમૃદ્ધિ અને સંપત્તિ વિભક્ત થઇને ક્ષીણ થઇ જાય છે તેવા આ સમયમાં અવિભક્ત કુટુંબની એકતંત્રતા અને અન્યોન્ય બંધુભાવ, આત્મ-

ભાવ અને પૂજ્યભાવને જીવનચરિતથી સુસ્પષ્ટ કરનાર રામાયણનાં પાત્રોનું વર્ણન આદરણીય નથી શું ? એ તો જીવસ્વભાવ જ છે કે શુષ્ક સત્ય અને સિદ્ધાન્તો જેવા કે સત્ય બોલવું, ધર્મ પાળવો, હિંસા કરવી નહિ ઇત્યાદિ–કવીનાઇનની પેઠે ગળે ઉતરતા નથી, પણ તે જ વસ્તુ વાર્તા અથવા ચરિત્રના રૂપમાં વર્ણવી હોય તો ગળી ગોળી (Sugar-coated pills) પેઠે તરત ગળે ઉતરી જાય છે. તેથી સામાજિક વિકાસ અને પરિસ્થિતિને અનુસરીને જે ભૂમિકા સુધી જનસમાજ પહોંચેલો છે તે ભૂમિકાથી ઉચ્ચતર ભૂમિકાની લક્ષણા કરાવવા અર્થે જ ભવિષ્યની પ્રગતિના સ્વરૂપને જાણનાર મહાત્મા અને ક્રાન્તદર્શી કવિઓએ ભિન્ન ભિન્ન કાળે, વિવિધ દેશમાં, વિવિધ ભાષામાં પોતાના વિચાર રત્નરાશિઓને ઉદારતાથી પ્રકટ કર્યા છે. આ તેમના નિઃસ્વાર્થ ઉપકારને કદાપિ વિસરાય એમ નથી જ. રામાયણની રચના પણ કાંઇક આવા જ પ્રકારની છે. રામાવતાર થયા પૂર્વે જ રામાયણ આદિકવિ શ્રી વાલ્મિકિએ રચ્યું હતું અને તેમાં વર્ણેલા પ્રસંગો પ્રમાણે રામાદિ પાત્રોએ આચરણ કર્યું હતું એમ કહેવાય છે. ઇતિહાસની દૃષ્ટિથી જો કે આ અસંગત લાગે છે, પરંતુ ક્રાન્તદર્શી કવિની અગાધ શક્તિનો–ભવિષ્યના પડદાને ભેદીને પાર જોવાની શક્તિ–વિચાર કરતાં, ઉપર જણાવેલાં અંતર્ગત નિયમને લક્ષમાં લેતાં, આ કેવળ અસંભવિત ગણવા સરખુ નથી, અને તેના સમર્થનમાં કવિ શ્રી ભવભૂતિ કહે છે કે—

**लौकिकानां हि साधूनामर्थं वागनुवर्तते ।**
**ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ॥—**

લૌકિક સત્પુરુષોની વાણી થયેલા પ્રસંગોને અનુસરે છે–બનેલા બનાવોને વર્ણવે છે–પરંતુ આદ્યઋષિઓની વિલક્ષણતા એ છે કે તેમણે વદેલી વાણીપ્રમાણે જ પ્રસંગો પ્રકટે છે અર્થાત્ અન્ય રૂપમાં કહીએ તો જે વસ્તુસ્થિતિ સામાન્ય બુદ્ધિને અજ્ઞાત છે તેના અશેષ વિશેષોને જાણીને ભવિષ્યનાં પરિણામો ક્રાન્તદર્શી કવિઓના અંતર્માં વ્યક્ત થાય છે, અને તે વાણીદ્વારા પ્રકટ થયા પછી કાલાંતરે તે વાણીને અનુસરીને જ તેવા તેવા પ્રસંગો બને છે. આ ભવિષ્યના કાળના અવધિનું પ્રમાણ નથી, કોઇ સ્વલ્પ કાલનું તો કોઈ દીર્ઘ કાલનું ભવિષ્ય હોય છે. પ્રાકૃત જનોક્તિ પણ એવી જ છે કે "જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ." સામ્પ્રત કાલના ઇતિહાસને અવલોકતાં પણ જણાય છે કે "ફ્રેન્ચ રેવોલ્યુશન અને પ્રેઝન્ટ ડિસ્ક-

-ટેન્ટ્સ" (French Revolution and Present Discontents) ના લેખક બર્ક (Edmund Burke) નાં તે પુસ્તકો પ્રસિદ્ધ થયા પછીજ "ફ્રેન્ચ રેવોલ્યુશન અને અમેરિકન વૉર ઑફ ઇન્ડિપેન્ડન્સ (French Revolution and American War of Independence) અસ્તિત્વમાં આવ્યાં હતાં. તેમજ હાલમાં ચાલતો અતિભારત યુરોપીય રણસંગ્રામ થવાનું ભવિષ્ય કેટલાંક વર્ષ પૂર્વે, પ્રિન્સ બિસ્માર્ક, (Prince Bismark), કાઉન્ટ ટાલ્સ્ટૉય (Count Tolstoy) બર્ન હાર્ડિ (Bern Hardy) આદિ સમર્થ પુરુષોએ ભાખ્યું હતું તેને આપણે કેમ અસંભવિત માનતા નથી? આ વિવાદાત્મક વિષયમાં ઉંડા ઉતરવું અત્ર અપ્રાસંગિક હોવાથી માત્ર તેનો ઉલ્લેખ કરીને આપણા પ્રસ્તુત વિષયના સૂત્રનું પુનઃ અવલંબન કરીએ.

રામાયણનાં વિવિધ પાત્રો અમુક મુખ્ય ગુણ અને અન્ય ગૌણ ગુણોને પ્રદર્શિત કરે છે. સત્ય, ન્યાય, ધર્મ, સ્નેહ આદિ અનેક સર્વોત્તમ સદ્દગુણની મૂર્તિ એ રામ છે. પ્રજાપાલન અને પ્રજાનો સંતોષ એજ મુખ્ય ક્ષાત્રધર્મ છે અને તેનું પાલન કરતાં પોતાનાં ગમે તેવાં સુખનો પણ ભોગ આપવાને રાજાએ પાછી પાની કરવાની નથી, એ રામે પોતાના જીવનથી સ્પષ્ટ બતાવી આપ્યું છે. તેમણે કહ્યું છે કેઃ—

**स्नेहं दयां च सौख्यं च यदि वा जानकीमपि ।**
**आराधनाय लोकानां मुंचतो नास्ति मे व्यथा ॥**

"કેવળ પ્રજાજનનાં મનરંજન કરવાને અર્થે, સ્નેહ, દયા, સુખ અને છેવટે પ્રિયતમા સીતાનો પણ ત્યાગ કરતાં મને લગાર પણ ખેદ થતો નથી." આ કરતાં બીજો સ્વાત્મભોગ કયો હોઈ શકે? વજ્ર કરતાં પણ અધિક આ હૃદયની કઠોરતા, શિરીષકુસુમ કરતાં અધિક મૃદુતાવાળા શુદ્ધ પ્રેમની વિરોધી નથી, એ સીતાહરણથી થયેલા વિયોગ સમયે દંડકારણ્યમાં તેમણે કરેલાં રુદન અને વિરહાલાપથી સ્પષ્ટ થાય છે. આ જાનકીવિરહવેદનાની તીવ્રતાનું વર્ણન કરતાં કવિકુલાલંકાર શ્રી ભવભૂતિ મનોવેધક વાણીથી વદે છે કે—**अपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयम् ।**-પાષાણ પણ પીગળે છે અને વજ્રનું હૃદય પણ વિદીર્ણ થાય છે! વળી તેમણે અન્યત્ર કહ્યું છે કેઃ—

**विना सीतादेव्या किमिव हि न दुःखं रघुपतेः**
**प्रियानाशे कृत्स्नं किल जगदरण्यं हि भवति ॥**

"સીતા દેવીના વિરહથી રઘુપતિ રામને શું દુઃખ નથી, અર્થાત્ સર્વ જ દુઃખરૂપ છે. પ્રિયાનો નાશ થતાં સમગ્ર જગત્ શુષ્ક અરણ્ય સમાન ભાસે છે." એકપત્નીવ્રતવાળા રામના સીતાપ્રતિના વિશુદ્ધ પ્રેમનો આ શિવાય બીજો બલવાન્ પુરાવો ક્યાં છે? આ દંપતીના ચારિત્ર્યનું સવિસ્તર વર્ણન કરતાં સ્વતંત્ર ગ્રંથ પણ પૂરતો નથી, તેથી તેનું દિગ્દર્શન માત્ર કરાવીને, અન્ય દૃષ્ટિબિંદુથી તેમના કરતાં કોઈ પણ રીતે ઉતરે નહિ એવા ભ્રાતૃભક્તિના આદર્શરૂપ શ્રી ભરતજીના ચરિત પ્રતિ હવે દૃષ્ટિ વાળીએ.

ભરતના નામનો ઉલ્લેખ કરતાં રાજા દશરથે કૈકેયીને કહ્યું હતું કે **रामादपि हि तं मन्ये धर्मतो बलवत्तरम्** । "હું ભરતને રામ કરતાં પણ અધિક ધર્મનિષ્ઠ સમજું છું." ભરતના શ્રેષ્ઠ સ્વભાવની તેમને ખબર હતી. પણ રામના વનવાસગમન પછી તેમણે ભરતને ત્યાજ્ય પુત્ર ઠરાવ્યો અને પોતાના ઔર્ધ્વદૈહિક કાર્ય માટે તે અયોગ્ય છે એમ કહ્યું! છતાં આખા રામાયણના મહાકાવ્યમાં ભરતનું જેવું નિર્દોષ ચરિત્ર છે તેવું બીજા કોઈનું નથી. રઘુકુલદીપક મહાભાગ ભરતને બહુ જ વિટંબના સોસવી પડી. તેના દુઃખનો વિચાર કરતાં નેત્રમાંથી અશ્રુ વહે છે. તેનો કાંઈ પણ દોષ ન હતો છતાં તેના પિતાએ તેને ત્યાજ્ય ઠરાવ્યો; એટલું જ નહિ પણ તેને તેડવા માટે જે દૂત તેના મોસાળ કૈકયદેશમાં ગયો હતો તેણે પણ તેના કુશળ પ્રશ્નનો વ્યંગોક્તિમાં ઉત્તર દીધોઃ—**कुशलास्ते महाबाहो येषां कुशलमिच्छसि** ।—"જેનું તમે કુશળ ઈચ્છો છો તે કુશળ જ છે!" આ પ્રમાણે ઉત્તર દઈને એવું દર્શાવ્યું કે ભરતને દશરથ, રામચંદ્ર, લક્ષ્મણ વિગેરેની બિલકુલ પરવા ન હતી; તેને ફક્ત કૈકેયી અને મંથરાની કુશલતા જાણવાની ઈચ્છા હતી. રામના વનવાસ સંબંધી અયોધ્યાના રાજભવનમાં ચર્ચા ચાલતી હતી ત્યારે પણ બે ત્રણ વખત આ નિર્દોષ રાજકુમારને આપ્તજનનાં અન્યાયથી યોજેલાં વાગ્બાણ સહન કરવાં પડ્યાં હતાં. આ સાધુ પુરુષ ઉપર કાંઈ પણ કારણ ન હતું છતાં લાંછન આવ્યું. રામચંદ્ર અને ભરતનો એટલો પ્રેમ હતો કે રામચંદ્ર તેને **मम प्राणैः प्रियतरः**—"મારા પ્રાણના કરતાં તું મને અધિક પ્રિય છે," એમ સંબોધી તેને બહુ સંભારતા હતા. વનવાસમાં જવાની વખતે રામચંદ્ર કૌશલ્યાને કહેતા હતા કે "ધર્મ-પ્રાણ ભરતનું સ્મરણ કરવાથી તમને અયોધ્યામાં એકલાં મૂકીને જતાં મને ચિંતા થતી નથી." પણ એવી સ્થિતિ છતાં રામચંદ્રના મુખમાંથી પણ કદી કદી ભરત ઉપર વાગ્બાણ નીકળી ગયાં છે! રામચંદ્રે એક વખત સીતાદેવીને કહ્યું હતું કે "તમે ભરત પાસે મારી

પ્રશંસા કરશો નહિ, કારણ કે સમૃદ્ધીશ પુરૂષોને બીજાની પ્રશંસા ગમતી નથી. " રામનાં આ વચનનું સમર્થન કરવાનું બની શકતું નથી.

રામરાજ્યાભિષેકની તૈયારી ચાલતી હતી ત્યારે પણ રાજા દશરથને ભરતસંબંધી મનમાં સંશય રહેતો હતો એવું જણાય છે; કારણ કે તેમણે એક વખત રામને બોલાવી કહ્યું હતું કે " મારી એવી ઇચ્છા છે કે જ્યાં સુધી ભરત એના મોસાળમાં છે ત્યાં સુધીમાં તને અભિષેક કરી નાંખવો. કારણ જો કે ભરત ધર્મનિષ્ઠ છે, અને જો કે તે તારો નાનો ભાઈ છે, તો પણ તેની મતિ બગડવાને કેટલી વાર લાગે ?

ઇક્ષ્વાકુ વંશમાં બહુ પ્રાચીન કાલથી ચાલતા આવેલા નિયમપ્રમાણે રાજસિંહાસન ઉપર જ્યેષ્ઠ પુત્રનો હક પહોંચે છે–તેનું ઉલ્લંઘન કરે એમ ભરત સરખા પવિત્રાચરણી પુત્રનો સંશય રાખવો એ કેવળ અન્યાયનું વર્તન રાજા દશરથને હાથે થયું લાગે છે. ભરતના નિર્લોભીપણાની રામચંદ્રને સારી રીતે ખબર હતી. છતાં પણ તેમણે લંકાથી પાછા આવતાં હનુમાનને ભરત તરફ પ્રથમ મોકલ્યા અને તેને કહ્યું કે " તું એક વાત બરાબર લક્ષમાં રાખજે કે મારા પાછા ફરવાની વાત સાંભળીને ભરતના ચ્હેરા ઉપર કાંઈ વિકૃતિ થાય છે કે નહિ તે બરાબર જોઈને મને કહેજે. " આ રામવચનનું પણ બરાબર સમર્થન કરવાનું બની શકતું નથી.

આ જગતમાં નિરપરાધી લોકોને પુષ્કળ વખત ત્રાસ વેઠવો પડ્યો છે, પણ ભરતસરખું દુઃખ કાઇને ભોગવવું પડ્યું નહિ હોય. લક્ષ્મણ તો વારંવાર કહેતા કે **भरतस्य वधे दोषं नाहं पश्यामि राघव ।**--હે રાઘવ, ભરતનો વધ કરવામાં મને કંઈ દોષ દેખાતો નથી; એવું કહેવામાં એમણે બહુજ મોટી ભુલ કરેલી છે. એથી ઉલટું મહાત્મા ભરતે અશ્રુરૂદ્ધ કંઠથી લક્ષ્મણ વિષે નીચેના ઉદ્‌ગારો કાઢેલા છે:--

**सिद्धार्थः खलु सौमित्रिर्यश्चंद्रविमलोपमम् ।**
**मुखं पश्यति रामस्य राजीवाक्षं महाद्युतिम् ॥**

' સૌમિત્રી (લક્ષ્મણ)ને શ્રીરામચંદ્રનું ચંદ્રસરખું વિમલ, કમલનયનયુક્ત મહાતેજસ્વી મુખમંડળ રોજ જોવાનું મળે છે તેથી તે ધન્ય છે. "

સર્વ લોકો ભરતનો એટલો વિરોધ કરતા હતા, તેનું કારણ ન હતું, તેવું કાંઈ નથી. કૈકેયીનાં દુષ્કર્મોમાં ભરતની સંમતિ નહિ હોય એ વાત તેમનાથી માની શકાતી ન હતી. મામા યુધાજિત્‌ની સલાહથી પોતે દૂરના દૂર રહીને ભરતે કદાચિત્ કૈકેયીને આ નાટકની સૂત્રધાર

બનાવી હોય એવું લોકોને લાગતું. એમ માનવાનું કારણ એવું બન્યું હતું કે ભરત એક વખતે બેભાન હતા ત્યારે કૈકેયીને કહેતા હતા કે જે વખતે મારા તરફ સકળ નગરવાસી લોકો સજળ નેત્રે જોશે ત્યારે રામચંદ્ર વનમાં ગયા પછી તે હું કેવી રીતે સહન કરીશ? (પરન્તુ આથી કૈકેયીના હૃદયના વિચારનું ભરતને જ્ઞાન હોય એટલું જ માત્ર સિદ્ધ થાય છે.)

કૌશલ્યાએ ભરતને બોલાવીને તેના ઉપર જે સપાટો ચલાવ્યો તે સાંભળી તેને હજારો સોયો ઘોચાયા જેવું દુઃખ થયું. કાળચક્રના ફેરામાં આવી પડવાથી ભરત ઉપર પ્રત્યેક મનુષ્યની વક્રદૃષ્ટિ થઇને આવા સ્વાભાવિક વહેમથી તેને બહુ વેઠવું પડયું. તે જ્યારે રામચન્દ્રને પાછા બોલાવવા માટે અસંખ્ય દળ વાહન લઇને જતા હતા ત્યારે નિષાદાધિપતિ ગૂહકને તે રામને કાંઈ પણ અનિષ્ટ કરવાને આવે છે એમ લાગ્યું; તેથી તે ખડ્ગ લઇ તેના સામો થયો હતો. બીજાઓની માફક સાક્ષાત્ ભરદ્વાજ ઋષિને પણ ભરત ઉપર સંશય આવ્યાથી તેના ઉપર ભયાકુલ દૃષ્ટિએ જોઇને તે બોલ્યા હતા કે "તું તે નિષ્પાપસ્વરૂપ શ્રીરામચન્દ્ર પાસે મનમાં પાપ રાખીને તો જતો નથીને?" પ્રત્યેકને પોતાના મનની સ્થિતિ કહેતાં કહેતાં ભરતનો જીવ વ્યાકુલ થતો.

ભરતે કૈકેયીને **मातृरूपे ममामित्रे** (માતાના રૂપમાં મારી શત્રુ) એવું કહ્યું છે તે કેવળ યોગ્ય છે. ખરેખર, માતારૂપે જન્મ પામેલી તે ભરતની મહાશત્રુ હતી. ભરત ઉપર આમ સંશયરૂપી ઝેરી બાણોનો જે વર્ષાદ થયો તેનું મૂળ કારણ કૈકેયી હતી. પરંતુ દૈવયોગે ભરત ઉપર જો કે અનેક આરોપ આવ્યા તો પણ તેના નિઃસીમ ભ્રાતૃસ્નેહથી તે સર્વ નિર્મૂલ થઈ તેની ઉજ્જવલ કીર્તિ જગતમાં જણાઈ.

રામચંદ્રને ભિન્ન ભિન્ન અવસ્થામાં આપણે સુખી જોયા છે. ચિત્રકૂટ પર્વતની અદ્ભુત શોભા જોઈ રામચંદ્રે સીતાદેવીને કહ્યું કે "આવા સુંદર સ્થાનમાં તારી જોડે વિહાર કરવાના સુખ આગળ રાજ્યસુખ હું બિલકુલ તુચ્છ સમજું છું." આ દંપતીનું આ વખતનું આનંદદાયક અને નિર્મલ ચિત્ર જોઈ મન આનંદથી ઉભરાય છે, અને આ તૃપ્તિના સૌન્દર્ય તરફ અનિમિષ નેત્રે જોઇએ એમ મનમાં થઈ આવે છે. રામચંદ્રનું હૃદયાકાશ કોઇ વખતે તિમિરાચ્છાદિત, તો કોઇ વખતે પ્રસન્ન હશે; પરંતુ ભરતનું દીર્ઘ કાલનું સખેદ ચિત્ર કેવળ કરૂણોત્પાદક છે, અને તેથી તેની આ સ્થિતિ જોઇને આપણને સ્વાભાવિક રીતે બહુ દુઃખ થાય છે. ચિત્રકૂટ ઉપર ભરત જ્યારે રામચંદ્ર પાસે જઈ પહોંચ્યા, ત્યારે તે વખત ભરતની જટાધારી, કૃશ અને દુઃખી મૂર્તિ

જોઈ રામચંદ્રજી વિસ્મય પામ્યા. રામચંદ્રજીને બહુજ પ્રયત્ને ભરતની ઓળખાણ પડી!

ભરતજીનું ચિત્ર દેખાડવાની શરૂઆત આદ્યકવિ વાલ્મીકિએ જ્યારથી કરી ત્યારથી આખર સુધી ભરતનું ચિત્ર સર્વ રીતે ખિન્નતાપૂર્ણ છે. એક દિવસ પ્રાતઃકાલે, રાત્રિએ દુઃસ્વપ્ન જોએલું તેથી ભરત ઉદાસ ચહેરે ઉઠયા. તે વખતે નૃત્ય કરનારા નૃત્ય કરતા હતા, પ્રિય મિત્રો પ્રેમની વાતો કરતા હતા, પરંતુ ભરતનું ચિત્ત ત્યાં લાગે નહિ; તેનું મુખ મંડળ વ્યગ્ર અને નિસ્તેજ દેખાતું હતું; અયોધ્યા ઉપર ભવિષ્યમાં આવનાર ભારે વિપત્તિનો તેના ચિત્ત ઉપર અસહ્ય બોજો પડયો હતો. આ વખતે તેને તેડી જવાને અયોધ્યાથી દૂત આવ્યા; દુઃખિત અંતઃકરણે ભરતે ક્ષેમ પૂછ્યું અને તે દૂતે વ્યંગોક્તિમાં ઉત્તર દીધું-**कुशलास्ते महाबाहो येषां कुशलमिच्छसि**–" પૂર્વ રાત્રિનું સ્વપ્ન અને આ ઉત્તરથી ભરતનું મન વધુ ખિન્ન થાય એમાં કાંઈ આશ્ચર્ય હતું?—

**बभूव ह्यस्य हृदये चिन्ता सुमहती तदा ।**
**त्वरया चापि दूतानां स्वप्नस्यापि च दर्शनात् ॥**—

(આ પછી દૂતોની ઉતાવળ જોઇને અને સ્વપ્ન દર્શન થયેલું તેથી તેના હૃદયમાં મહાન્ ચિંતા થઈ). વ્યગ્ર ચિત્તથી તે અયોધ્યા જવા નીકળ્યા. ઘણા દેશ, નદીઓ અને અરણ્યો ઓળંગ્યા પછી તેમની દૃષ્ટિએ અયોધ્યા પાસેનાં શ્યામ વૃક્ષોની હાર દેખાવા લાગી તે વખતે તેમણે રૂદ્ધ કંઠથી સારથીને પૂછ્યું કે આ અયોધ્યા નગરી આજ આવી કેમ દેખાય છે? નગરમાં રોજ પેઠે ગડબડ કેમ દેખાતી નથી? વેદાધ્યયનમાં નિત્ય નિમગ્ન એવા બ્રાહ્મણોનો વેદઘોષ, તે જ પ્રમાણે પોતપોતાનાં કાર્યમાં ગુંથાઈ ગયેલાં નરનારીના શબ્દધ્વનિ આજ કેમ બંધ પડ્યા છે? જે વિનોદવાટિકાઓમાં સ્ત્રીપુરૂષ નિત્ય વિહાર કરતાં હતાં તે આજ શૂન્ય કેમ પડી છે? રાજમાર્ગ ઉપર ચંદનમિશ્રિત જલનું સિંચન થયેલું કેમ દેખાતું નથી? રથ, અશ્વ અને હસ્તી રાજમાર્ગ ઉપર ફરતા દૃષ્ટિએ પડતા નથી? રાજનગરી નિસ્તેજ દેખાય છે; આ અયોધ્યા ન હોય પણ અયોધ્યાનું અરણ્ય ભાસે છે!",

અયોધ્યાની લક્ષ્મી લુપ્ત થયી! ત્રિલોકમાં પ્રસિદ્ધ એવા દશરથ મહારાજાએ પુત્રશોકથી વિહ્વલ થઇને પ્રાણત્યાગ કર્યો! રાજ્યાભિષેકને યોગ્ય એવા રાજ્યના માલિકને-રાજાના જ્યેષ્ઠ પુત્રને રાજ્યાભિષેકના દિવસે દૈવઘટના પ્રમાણે વનવાસ માટે જવું પડયું! રામચન્દ્રે વલ્કલ પહેર્યાં

અને અરણ્યનો માર્ગ લીધો ! અયોધ્યાની રાજ્યલક્ષ્મી સીતાદેવી પોતાના પતિસહ વનવાસી લોકોને યોગ્ય એવો વેષ ધારણ કરીને અરણ્યમાં ગયા. પુરુષશ્રેષ્ઠ લક્ષ્મણ પોતાના દેવતુલ્ય ભ્રાતાની સાથે અને માતાતુલ્ય ભાભીની જોડે અયોધ્યામાંથી પ્રયાણ કર્યું ! અયોધ્યાના પ્રત્યેક ગૃહમાં આ ત્રણે રાજ્યદેવતા માટે કરૂણ રૂદન ચાલતું હતું. સઘળી અયોધ્યા નગરીને પુત્રહીન કૌશલ્યા માતાની દશા પ્રાપ્ત થયી હતી !

પણ ભરતને આ દુર્ઘટ પ્રસંગની કંઈ જ ખબર ન હતી. મૌન ધારણ કરનારી દિશાના પ્રણામ ગ્રહણ કરીને તે આતુર ચિત્તથી તે પિતૃભુવનમાં ગયો; પણ ત્યાં પિતાનાં દર્શન ન થયાથી તેને લાગ્યું કે પોતાની માતા કૈકેયીના મહેલમાં રાજા હશે. રાજા કૈકેયીના મહેલમાં અધિક રહે છે એ વાતની તેને ખબર હતી. એટલા માટે તે તેવોને તેવોજ ત્યાંથી માતાના મહેલમાં ગયો.

હવે ટુંકા સમય ઉપર વિધવા બનેલી કૈકેયી આનન્દથી પ્રફુલ્લિત થઈ હતી. પુત્રના ભાવિ રાજ્યાભિષેકનું ચિત્ર મનમાં આલેખીને તે દુષ્ટ પતિઘ્રાતિની સ્ત્રી પ્રસન્નચિત્તવાળી થઈ હતી. ભરતને જોઈ તેને અત્યાનંદ થયો. ભરતે પિતાની ખબર પૂછી ત્યારે તે બોલી :-

**या गतिः सर्वभूतानां तां गतिं ते पिता गतः ।**—"સઘળાં પ્રાણીઓની જે ગતિ થાય છે તેને તારા પિતા પામ્યા છે"! આ વાત સાંભળીને કુહાડથી કપાયલા વૃક્ષ પ્રમાણે ભરત ભૂમિ ઉપર પડ્યો. **क्व स पाणिः सुखस्पर्शस्तातस्याक्लिष्टकर्मणः ।** "હવે મને વિશુદ્ધ કર્મ કરનાર પિતાના હસ્તનો સુખસ્પર્શનો અનુભવ કેવી રીતે મળશે ?" આમ કહીને ભરત શોકાકુલ થયો. સર્વ વસ્તુઓ, રાજા શિવાયની રાજશય્યા. કિંવા ચંદ્ર વિનાના આકાશ પ્રમાણે ભાસવા લાગી. ભરતે કૈકેયીને પૂછ્યું "રામ ક્યાં છે ? પિતાના અભાવે તે જ અમારા પિતા, તે જ અમારા બંધુ છે; હું તેમનો દાસ છું; તેમને મળવાને માટે મારા પ્રાણ વ્યાકુલ થાય છે."

રામ, લક્ષ્મણ અને સીતાના વનવાસગમનની વાર્તા શ્રવણ કરીને તે કેટલોક વખત તો સ્તબ્ધ બની ગયો. થોડા વખત પછી તે બોલ્યો— "રામે કોઈ બ્રાહ્મણના ધનનું અપહરણ કર્યું, કે તેણે એકાદ દરિદ્રી બ્રાહ્મણને ત્રાસ દીધો, કે તેણે પરસ્ત્રીઉપર કુદૃષ્ટિ કરી હતી ? તેને આ શિક્ષા શા નિમિત્તે થઈ?" કૈકેયી બોલી "રામે આ પૈકી કાંઈ પણ કર્યું નથી." પણ છેવટે ભરતની ઉન્નતિ માટે અને તેને રાજ્યપ્રાપ્તિ થાય, આ આશાએ જે અપૂર્વ વ્યૂહ પોતે રચ્યો હતો તેની હકીકત તેણે હળવે હળવે ભરતને કહી. તેને લાગ્યું હતું કે ભરતને આનાથી બહુ

આનંદ થશે અને તે પ્રસન્ન મુદ્રાથી પોતાના તરફ જોશે. તે ધારતી હતી કે ભરતના મનમાં મારે વિષે અપાર પ્રીતિ ઉત્પન્ન થશે. પણ તેની તે સર્વ આશા નિષ્ફળ થઈ. ખિચોખિચ્ચ મેઘમંડળથી જે પ્રમાણે આકાશ આચ્છાદિત હોય છે તે પ્રમાણે દુઃખના આવેશથી ભરતનું હૃદય પૂર્ણ થઈ ગયું. ધર્મનિષ્ઠ ભરતથી આ સંવાદ એક ક્ષણભર પણ સહન થયો નહિ. તેણે તે વખતે માતાનો જે તિરસ્કાર કર્યો તે દર્શાવવો અહિં યોગ્ય અને પ્રસંગને ઉચિત છે. તે બોલ્યો–" તું ધાર્મિક અશ્વપતિની કન્યા ન હોય, પણ તેમના વંશમાં તું રાક્ષસી ઉત્પન્ન થઈ છે. મારા ધર્મવત્સલ પિતાનો તેં નાશ કર્યો; મારા પ્રિય અને સદ્ગુણી બંધુને રસ્તે ભટકતો ભિખારી બનાવ્યો; તને નરક લોક પ્રાપ્ત થશે!" રૂદનભર્યા સ્વરથી ભરતનું બોલવું ચાલુજ હતું. તે સાંભળી કૌશલ્યાએ પોતાના મહેલમાં સુમિત્રાને કહ્યું, " ભરતનો સ્વર સંભળાય છે; તે આવ્યો હોય એમ લાગે છે; તેને બોલાવી લાવો. " કૃશાંગી સુમિત્રા તેને બોલાવી લાવ્યાં ત્યારે કૌશલ્યાએ ભરતને કહ્યું કે " તને લઇને નિષ્કંટક રાજ્ય કરવું એવી તારી માતાની ઈચ્છા છે; તેથી તું મને પણ રામની પાસે મોકલી દે. " આ કટુ વચન શ્રવણ કરતાં ભરતને બહુ કલેશ થયો. તેણે પોતાની રાજ્ય માટે ઈચ્છા નથી તેની ખાતરી કરી બતાવવા હજારો સોગન ખાધા–તેને આ ખટપટની લેશ માત્ર ખબર ન હતી. સર્વ આપ્તજનનાં અપમાન ભરેલાં વચન સાંભળી તેને બહુ દુઃખ થતું હતું. આ આરોપથી તેના હૃદયમાં દારુણ યાતના થવા લાગી; લજ્જાથી તેણે પોતાનું માથું નીચું નમાવ્યું; તેની આંખોમાંથી અશ્રુજળ વહેવાં લાગ્યાં; રડતાં રડતાં તેને ભારે મૂર્છા આવી; તે જમીનઉપર અચેતન થઈને પડ્યો; તેની આ કરૂણામય અવસ્થા જોઈને કારૂણ્યમૂર્તિ કૌશલ્યાનું અંતઃકરણ ભરાઈ આવ્યું; ધર્મવીર આ રાજપુત્રનું મન તે સમજી ગયાં; તેમણે પ્રેમથી તેને હૃદય સાથે ચાંપ્યો.

ભરતનો શોક અને ઉદાસીનતા એકસરખાં વધવા લાગ્યાં. શ્મશાનમાં મૃત પિતાના કંઠમાં કંઠ ઘાલીને તે શોક કરવા લાગ્યો. "હે તાત! તમારા બે પ્રિય પુત્રોને વનમાં મોકલીને તમે ક્યાં ગયા ?" વસિષ્ઠ ઋષિએ અશ્રુપૂર્ણ દૃષ્ટિ અને દયામય વચનોથી તેનું સમાધાન કર્યું. તેને પોતાના પિતાની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરતાં અત્યંત દુઃખ થવા લાગ્યું. તેનું સાન્ત્વન કોઇનાથી પણ થઈ શકતું ન હતું. શોકથી વિહ્વળ થઈ પુનઃ એક વાર તે ભૂમિઉપર અચેતન થઇને પડ્યો.

પ્રાતઃકાલે બંદીજનોએ ભરતની સ્તુતિ કરવાનો પ્રારંભ કર્યો ભરત ગાંડા જેવો ત્યાં દોડતો ગયો અને તેમને તેમ કરતાં અટકાવ્યા. તે બોલ્યો "ઇક્ષ્વાકુવંશમાં પૂર્વપરંપરાને અનુસરીને જયેષ્ઠ રાજકુમારોનો જ હક સિંહાસન ઉપર પહોંચે છે. તો મૂર્ખ જેવા કોની સ્તુતિ કરો છો?"

ઉત્તરક્રિયા સમાપ્ત થયા પછી રાજ્યનો કારભાર હાથ લેવામાટે રાજગુરૂ વસિષ્ઠ અને મંત્રિમંડળ એમણે ભરતને બહુ બહુ રીતે વિનવ્યા. તેમણે ઉત્તર દીધું–શ્રીરામચન્દ્ર એ જ રાજ્યના માલિક છે. અયોધ્યા-માંના સકળ પ્રજાજનોને સાથે લઇને હું તેમને પાછા લાવવા માટે જાઉં છું. તે જો પાછા નહિ આવે તો હું પણ ચૌદ વર્ષ વનવાસને આદ-રીશ.' મંથરા અને કૈકેયીને શિક્ષા કરવાને શત્રુઘ્ન તૈયાર થયો, પણ ઉદારચરિત ભરતે તેને તેમ કરવા દીધું નહિ.

સકળ અયોધ્યાવાસી લોક રામચંદ્રને પાછા લાવવા માટે ભરતની સાથે ગયા. શૃંગવેરપુરમાં ભરતની ગૂહકને ભેટ થઈ. ગૂહકને પ્રથમ તો તેના ઉપર સંશય આવ્યો પરંતુ તેની દુઃખપૂર્ણ મુદ્રા જોઈ તેના મનમાંનો ભાવ સમજતાં તેને વાર લાગી નહિ. ઈંગુદી વૃક્ષની નીચે ફક્ત જળપાન કરીને રામચંદ્રે એક રાત્રિ ઘાસની શય્યા ઉપર પડી રહીને અહિં કાઢી હતી; આ શય્યાની ઘાસ રામચંદ્રના વિશાળ બાહુથી ચગદાઇને તુટી ગયેલી દેખાતી હતી, તથા સીતાદેવીના ઉત્તરીય વસ્ત્ર-માંથી પડેલા સુવર્ણના તારા તે શય્યા ઉપર પડેલા દેખાતા હતા. તે જોઈ ભરત ઉઠીને ઉભા થયા. ગૂહક વાત કરતા હતા પણ ભરતનું ચિત્ત ઠેકાણે ન હતું. તેણે ગૂહકની કરેલી એકે વાત સાંભળી નહિ. ભરતને સંજ્ઞાશૂન્ય જોઈ શત્રુઘ્ને તેને આલિંગન દીધું, અને તે આક્રંદ કરવા લાગ્યા. રાણીવર્ગમાં અને પ્રધાનમંડળમાં દુઃખનો જબરદસ્ત ઉભરો થઈ આવ્યો. પુષ્કળ ઉપાય કર્યા પછી ભરત શુદ્ધિમાં આવ્યા. સજળ નેત્રથી તેમણે પૂછ્યું "શું આ રામની શય્યા? જેને ગગનચુંબિ રાજ-મહેલમાં વાસ કરવાની ટેવ, જેનું મંદિર, ચિત્ર ચંદન અને પુષ્પમાલા-થી સદા સુશોભિત, જેનું ગૃહશિખર નૃત્યપ્રેય શુક અને મયૂરનું વિહાર-સ્થાન, જેનું નિવાસસ્થાન ગીતવાદ્યથી ધ્વનિયુક્ત, અને જે તે સુવર્ણ-મંદિરના પૂર્ણ અધિપતિ, તે રામ આ ઈંગુદી વૃક્ષનીચે ધૂળની શય્યા ઉપર પડી રહ્યા? એ વાત સ્વપ્નવત્ ભાસે છે–ખરે, અવિશ્વાસનીય લાગે છે. પણ હાય, એ સર્વ ખરી છે. હું શું મ્હોં લઇને આ રાજવસ્ત્ર ધારણ કરૂં છું? ભોગવિલાસના પદાર્થ મારા કામના નથી. હું આજથી જટાવલ્કલ ધારણ કરી, ભૂમિ ઉપર શયન કરી, કંદમૂળ ખાઇને મારા આયુષ્યનો જલ્દી અંત લાવીશ!"

તે શોકવિહ્વલ રાજકુમારે જટાવલ્કલ ધારણ કરીને રામચન્દ્રની શોધને માટે આગળ ચાલતાં તેઓ ભારદ્વાજ મુનિના આશ્રમ પાસે આવ્યા. તે સર્વજ્ઞ મુનિએ પણ પ્રથમ કટુશબ્દે ભરતને મર્મવિદ્ધ કર્યા. આ આશ્રમમાં એક રાત્રિ નિવાસ કરીને બીજે દિવસે પ્રાત:કાલે મુનિની આજ્ઞાથી ચિત્રકૂટ જવાને તે નીકળ્યા. જતી વખતે ભારદ્વાજ ઋષિએ ભરતના તંબુમાં જઇને રાણીઓની ભેટ લેવાની ઈચ્છા જણાવી. તે સમયે ભરતે પોતાની માતાની ઓળખાણ નીચેના શબ્દોથી કરી દેખાડી-"ભગવન્, આ જે શોક અને વિરહથી કૃશ થયેલી સૌમ્ય મૂર્તિ છે, તે રામચન્દ્રની માતા મહાભાગ કૌશલ્યા છે; તેના ડાભા હાથનો આધાર લઈ શુષ્ક વેલી સરખી દેખાય છે તે લક્ષ્મણ અને શત્રુઘ્નની માતા સુમિત્રા છે: અને સર્વની પાછળ ઉભી રહેલી, અયોધ્યાની લક્ષ્મીને ધુળમાં મેળવનાર, સર્વ અનર્થનું મૂલ, તથા શાણપણનો ટેક રાખનારી, રાજ્યાકાંક્ષી, પતિઘાતિની, આ અભાગિયાની માતા છે!" એ શબ્દ બોલતાં ભરતનાં બન્ને નેત્ર અશ્રુથી ભરાઈ ગયાં. ક્રોધાયમાન સર્પ પ્રમાણે તેણે પુન: એકવાર પોતાની માતા તરફ તીવ્ર દૃષ્ટિએ જોયું.

ચિત્રકૂટ પર્વત પાસે આવ્યા પછી ભરત રથમાંથી નીચે ઉતર્યા અને માતા અને સચિવ એમની આગળ આગળ પગે ચાલવા લાગ્યા. તે સમયે રમણીય ચિત્રકૂટ પર્વત ઉપર કેતકી અને ચંપાનાં ફૂલો ખીલેલાં, આંબા તથા રોહોયડાના પાંદડાં પાકાં થઇને શાખાના અગ્રભાગ ઉપર શોભતાં હતાં; કહિં બહુરંગી વિસ્તારવાળી વૃક્ષની હારો શોભતી હતી; પર્વતની નીચે આવેલા તે વનનાં વિધવિધ પુષ્પના સંમેલનથી વિનોદવાટિકા રમણીય દેખાતી હતી. પર્વત ઉપરનાં શૈલશૃંગ ઉંચાં થઈને ગગનને ચુંબન લેતાં હોય તેમ જણાતાં હતાં; થોડા અંતર ઉપર પવિત્ર મંદાકિની નદી મંદમંદ વહેતી હતી. તેના શુભ્ર જળની પવિત્ર ધારા નીલ વૃક્ષરાજિપર્યંત વહેતી જઈને અદૃશ્ય થતી હતી; સુન્દરીનાં વસ્ત્ર પ્રમાણે મોજાંની પંક્તિઓ મેઘવાયુથી આન્દોલન પામતી હતી; મધ્યે મધ્યે પર્વત ઉપરનાં પુષ્પોનો સુવાસ મન્દ મન્દ વાયુની સાથે આવતો હતો. એ અપૂર્વ શોભા જોઈને રામચન્દ્ર સીતાદેવીને કહેવા લાગ્યા-"જે સમયે આ નિસર્ગ શોભાને હું અનિમિષ નેત્રથી જોયા કરૂં છું, તે સમયે મારા મનને જે નિર્મલ આનન્દ થાય છે, તે કારણથી રાજ્યત્યાગ અને સુહૃદ્વિરહનું દુ:ખ મને લાગતું નથી."

રામચન્દ્ર આ શબ્દો બોલ્યા ન બોલ્યા એટલામાં તો સર્વ આકાશ ઘેરાઈ ગયું. સૈન્યના પગથી ઉડેલી ધૂળથી સઘળી દિશાઓ શ્યામ થઈ. પદઘોષનો ભયાનક ધ્વનિ સાંભળીને સર્વ પશુપક્ષી ભયભીત થઇને ચારે દિશામાં

દોડવા લાગ્યાં. રામચન્દ્રે સખેદ શબ્દથી લક્ષ્મણને કહ્યું–" આ અરણ્યમાં કોઈ રાજા કે રાજપુત્ર મૃગયા કરવાને આવ્યો છે કે શું? અથવા કોઈ દુષ્ટ રાક્ષસ અહિ આવ્યાથી આ શાંત અને સુન્દર આશ્રમની શાંતિ ભંગ થઈ છે?" લક્ષ્મણ લાગલોજ એક પાસેના વિશાલ પુષ્પિત શાલ વૃક્ષની ટોચે ચઢયો અને ચારે દિશામાં જોયું તો પૂર્વ દિશામાં એક મોટું સૈન્ય દેખાયું. તે બોલ્યો– "શ્રીરામચન્દ્ર, તમે તમારૂં અગ્ન્યસ્ત્ર તૈયાર કરો અને આપણે સીતાદેવીને ગુહામાં પહોંચાડી શસ્ત્રાસ્ત્રો લઈને સજ્જ થવું જોઈએ." તે ઉપરથી રામચન્દ્રે પૂછ્યું–" કોનું સૈન્ય આવે છે?" આ પ્રશ્નનું ઉત્તર દેતાં લક્ષ્મણે કહ્યું–" થોડે દૂર જે વિશાળ વૃક્ષ છે તેનાં પત્રોમાંથી ભરતની રથધ્વજા દેખાય છે. રાજ્ય મળવાથી ભરતનો મનોરથ પૂર્ણ થયો નથી. નિષ્કંટક રાજ્યશ્રી પ્રાપ્ત થવાની આશાથી તે અહિંયાં આપણા વધ અર્થે આવે છે. આજે હું આ સર્વ અનર્થનું મૂલ જે ભરત તેનો આ જગતમાંથી અવશ્ય નાશ કરીશ."

રામચંદ્રે ઉત્તર દીધું–" ભરત મને ઘેર પાછો લઈ જવા માટે આવે છે. સર્વ વાતની ખબર થયા પછી ચિરસ્નેહપરાયણ અને મને પ્રાણ કરતાં પ્રિય એવો ભરત શોકાક્રાન્ત હૃદયથી પ્રજાને પ્રસન્ન કરવા માટે મારા તરફ આવે છે. તું તેના ઉપર અન્યાયમૂલક આરોપ કરે છે. ભરત કોઈ પ્રકારની મને અપ્રિય એવી વાત કરનાર નથી. તું તેના વિષે કઠોર શબ્દ કેમ બોલે છે? જો રાજ્યલોભથી ભરતવિષે તું એવા ઉદ્દગાર કાઢતો હો તો નિશ્ચયપૂર્વક તેને કહીને તને હું રાજ્ય અપાવીશ." ધર્મશીલ ભાઈના એ શબ્દ સાંભળી લક્ષ્મણ લજ્જાથી અધોમુખ કરી ખિન્ન થયો.

થોડી વારમાં ભરત આવી પહોંચ્યો. ઉપવાસથી કૃશ થયેલા, શોકમૂર્તિ, દેવોપમ ભરત રામચંદ્રને પર્ણશાલાના સામા બેઠેલા જોઈને એકાદ બાળક પ્રમાણે ઉચ્ચ સ્વરે રૂદન કરવા લાગ્યો. "જેના મસ્તક ઉપર હેમછત્ર શોભાયમાન થતું હતું તે જ રાજ્યશ્રીના ઉજ્જવલ થયેલા મસ્તક ઉપર આજે જટાભાર છે; જે શ્રેષ્ઠ બંધુ રામચંદ્રનો દેહ ચંદનની રેખાઓવડે વિભૂષિત થતો હતો તેમણે આજે વસ્ત્રરહિત ધૂળનું વિલેપન અંગોને કર્યું છે; સઘળા વિશ્વની પૂજનીય વસ્તુ આજ આ વનમાં ભિખારીના વેષમાં ફરે છે; મારે માટે તમારે આ સર્વ કષ્ટ સહન કરવું પડયું! તેથી મારા આ લોકથી નિંદાયલા પાપી જીવનને ધિઃકાર હો!"

આ પ્રમાણે બોલીને ભરત રડતાં રડતાં રામચંદ્રના ચરણમાં આળોટી પડ્યા. આ બે ત્યાગી મહાપુરુષોની ભેટનું ચિત્ર અત્યંત કરૂણરસપૂર્ણ

છે. રામચંદ્રને કૃશ અને નિસ્તેજ ભરતને ઓળખતાં બહુ ત્રાસ થયો. તેમણે મોટા પ્રેમથી તેનો હાથ ઝાલી તેને ઉઠાડયો. ભરતનું મસ્તક પોતાના ખોળામાં લઈ ને રામચંદ્ર બોલ્યા—"વત્સ, તારો આવો વેષ શાથી? આ વેષે વનમાં આવવાને તું યોગ્ય નથી."

ભરતે રામના ચરણામાં ફરી લોટવા માંડયું. તે બોલ્યા—" મારી પાપી માતા મહાઘોર નરકમાં પડશે. તેને આપને જોઈએ તે શિક્ષા કરો. પણ હું તમારો નાનો ભાઈ છું, હું તમારો શિષ્ય છું, હું તમારો દાસાનુદાસ છું. મારા ઉપર કૃપા કરીને તમે તમારા રાજ્યમાં ચાલો અને ત્યાં અભિષિક્ત થાઓ—"

રામચંદ્રે પિતાના વચનનું ઉલ્લંઘન થાય એમ કહી તે પ્રમાણે કરવા ના પાડી; ત્યારે પુષ્કળ બીજી વાતો અને આગ્રહ પ્રત્યાગ્રહ થયા. પછી ભરતે કહ્યું—" હું આજથી ચૌદ વર્ષ વનવાસને સેવીશ, આપની પ્રતિજ્ઞાનું પાલન કરવું એ મારો ધર્મ છે."

કોઈપણ પ્રકારે રામચંદ્ર પાછા આવતા નથી તે જોઈને તે તેવો જ ભૂખ્યો પર્ણકુટીના દ્વાર આગળ પડી રહ્યો. રામચંદ્રને મોટું ધર્મસંકટ આવી પડયું, ત્યારે તેમણે પોતાની પાદુકા આપી. જટાભારને શોભાયુક્ત કરવા સારૂ ભાઇની ચરણરજથી વિભૂષિત થયેલી પાદુકા તેને મુકુટ જેવી લાગી. સેંકડો અલંકારથી જે શોભા આવે તે કરતાં સહસ્રગુણ અધિક શોભા તે પાદુકાથી ભરતને પ્રાપ્ત થઈ. આખરે જતી વખતે ભરતે કહ્યું—રાજ્યનો ભાર આ પાદુકા ઉપર સોંપી ચૌદ વર્ષ સુધી હું વનમાં તમારા આવવાની રાહા જોતો રહીશ. તેટલા વખતમાં જો તમે આવ્યા નહિ તો હું અગ્નિમાં દેહ વિસર્જન કરીશ."

અયોધ્યાની પાસે આવ્યા પછી ભરત બોલ્યા—" આ અયોધ્યા પૂર્વની અયોધ્યા ન હોય. હું આ સિંહવિહીન ગુહામાં પ્રવેશ કરી શકતો નથી."

નંદીગ્રામમાં રાજધાની સ્થાપન થઈ તે રાજધાની નહિ પણ ઋષિનો આશ્રમ કરીએ તો ચાલે! મંત્રિમંડળ જટાવલ્કલ ધારણ કરી ફલમૂલાહારી થયા. તપસ્વી ભરતની પાસે અમૂલ્ય વસ્ત્ર આભૂષણ ધારણ કરીને તે કેવી રીતે રહી શકે? આ કારણથી સર્વ જણ ભગવાં વસ્ત્ર ધારણ કરવા લાગ્યા. તે કષાય વસ્ત્રધારી સચિવસમૂહમાં રહીને, વ્રતઉપવાસોથી કૃશાંગ થયેલા આ ત્યાગી રાજકુમારે પાદુકા ઉપર રાજછત્ર સ્થાપીને ચૌદ વર્ષપર્યંત રાજ્ય પાલન કર્યું.

ભરતની આ ખિન્ન મૂર્તિ રામચંદ્રના હૃદયમાં શલ્યસરખી ઊંડી પેઠી હતી. સીતાનું હરણ થયા પછી ફરતાં ફરતાં પંપાસરોવરની શોભા જોઇને એકાદ ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે તે બોલ્યા હતા—" પંપાતીર ઉપ-

રની આ અપૂર્વ શોભા સીતાનો વિરહ કિંવા ભરતનું દુઃખ એના સ્મૃતિચિત્ર કરતાં મને વધારે રમણીય લાગતી નથી !"

તેવીજ રીતે રામચન્દ્રે એક વખત સુગ્રીવને કહ્યું હતું–"ભરત સરખો ભાઈ આ જગત્માં બીજો મળવો શક્ય નથી !"

રામચન્દ્ર જ્યારે અયોધ્યામાં પાછા આવ્યા ત્યારે ભરતે પોતે જ તેમના પગમાં તે પાદુકા ચઢાવી. તે પોતે અત્યારે કૃતાર્થ થયો હોય એમ લાગ્યું. તે રામચન્દ્રના ચરણમાં પ્રણામ કરી બોલ્યો–"હે દેવ, તમે જે રાજ્યકાર્યભાર મારા અયોગ્ય હાથમાં સોંપ્યો હતો, તે આજ કૃપા કરીને પાછો લ્યો. મેં તમારા રાજ્યનું મારી અલ્પ મતિ પ્રમાણે રક્ષણ કર્યું છે. ખજાનામાં પૂર્વે જે દ્રવ્ય હતું તે આ ચૌદ વર્ષમાં દશગુણ થયું છે—"

રામાયણમાં જો કોઈનું પણ લાંછનરહિત આદર્શચરિત્ર હોય તો તે મહાત્મા ભરતનું છે. સીતાદેવીએ લક્ષ્મણને, માયામૃગ મારવા માટે રામચન્દ્ર ગયા ત્યાર પછી, જે કટુશબ્દનો પ્રહાર કર્યો હતો તે કોઈપણ રીતે ક્ષમ્ય નથી. વાલિના વધનું કે મહીરાવણને મારતી વખતે કરેલા રામચન્દ્રના કપટનું સમર્થન કરી શકાતું નથી. રામના ઉદાત્ત ચરિતમાં આક્ષેપ કરવા યોગ્ય દોષોનો ઉલ્લેખ કરતાં શ્રીરામના જ પુત્રના મુખે ભવભૂતિ વદે છે કેઃ—

**वृद्धास्ते न विचारणीयचरितास्तिष्ठन्तु किं वर्ण्यते**
**सुन्दस्त्रीदमनेऽप्यखंडयशसो लोके महान्तो हि ते ।**
**यानि त्रीण्यकुतोभयानि च पदान्यासन् खरायोधने**
**यद्वा कौशलमिन्द्रसूनुनिधने तत्राप्यभिज्ञो जनः ॥**

વૃદ્ધોની કૃતિનો વિચાર જ કરવો ઘટતો નથી. સુંદસ્ત્રી તાટકાનો વધ કર્યો, ખરની સામે યુદ્ધ કરતાં ત્રણ પગલાં પાછા ફર્યા, અને ઇન્દ્રના પુત્ર વાલિ હણ્યો આ સર્વના જાણવામાં છે !" આ રીતે આક્ષેપ રામના ચારિત્ર્યમાં લઈ શકાય એમ છે. લક્ષ્મણની વાત તો કેવલ કર્કશ અને ઉન્મત્તપણાની છે. કૌશલ્યાએ પણ એક વખત દશરથને કહ્યું હતું– "જે પ્રમાણે કોઈ કોઈ જલજંતુ પોતાનાં બચ્ચાં ખાઈ જાય છે તે જ પ્રમાણે આપણે આ કૃતિ કરીએ છીએ." પરંતુ ભરતના ચરિત્ર ઉપર કોઈ પણ જાતનો ડાઘ નથી. રામચંદ્રજીની પાદુકા ઉપર હેમછત્ર ધારણ કરાવીને રાજ્યકારભાર ઉપર નજર રાખનારા આ જટાવલ્કલધારી રાજર્ષિનું ચિત્ર આખા રામાયણમાં અદ્વિતીય શોભારૂપ છે. દશરથે

કહેલું તે તદ્દન ખરૂં છે કે **रामादपि हि तं मन्ये धर्मतो बलवत्तरम्**–કૈકેયીના હજાર અપરાધને પણ આપણે ક્ષમાયોગ્ય ગણીએ; કારણ કે ભરત જેવા સુપુત્રની તે માતા છે. નિષાદાધિપતિ ગૂહકે નીચેના શબ્દોથી ભરતની જે સ્તુતિ કરી છે તે કેવલ યથાર્થ છે—

**धन्यस्त्वं न त्वया तुल्यं पश्यामि जगतीतले ।**
**अयत्नादागतं राज्यं यतस्त्वं त्यक्तुमिच्छसि ॥**

"વિના પ્રયત્ને આપોઆપ ચાલી આવેલા રાજ્યનો ત્યાગ કરવાની તારી ઇચ્છા છે, તેથી ખરેખર, તને ધન્ય છે. આ જગતમાં તારા જેવો બીજો કોઈ મને જણાતો નથી." હે મહાત્મન્ તારા સરખો ત્યાગી રાજર્ષિ તું જ છે.

આવાં નિર્દોષ ચરિત્રોનું વર્ણન આ સંસારના ત્રિવિધ તાપથી સંતપ્ત થયેલા અંતઃકરણને અમૃતસિંચનરૂપ છે. વ્યવહારધુરાનું વહન કરતાં શ્રમિત થયેલા ભવપ્રવાસીને માર્ગમાં વિશ્રામસ્થાનરૂપ છે. અત્યુચ્ચ સદ્‌ગુણોને, કૌટુંબિક. સામાજિક, તથા રાજકીય નીતિનિયમોનાં સ્વરૂપને દૃષ્ટિ સમીપ સ્થાપીને જીવનને ઉચ્ચતા અર્પે છે. સાહિત્યપ્રિયને સાહિત્યરસ તથા ભક્તજનને ભક્તિના રસમાં નિમજ્જન કરાવે છે અને તે સાથે તત્ત્વજ્ઞાનનો બોધ આવી સન્મય, ચિન્મય અને આનન્દમય પરમતત્ત્વનો સાક્ષાત્કાર પણ અધિકારી જનને કરાવે છે. આવા સર્વ સિદ્ધિપ્રદ સાધનોની અપૂર્વ ઘટના હોવાથી "**શ્રીરામાયણની લોકપ્રિયતા**" સર્વત્ર સુપ્રસિદ્ધ છે. **इति शिवम्.**

**ચિમનલાલ ખુશાલરાય મહેતા.**

# समष्टि परिचर्या.

"Young would-be Reformer! Decry not the ancient customs and spirituality of India. By introducing a fresh *element of discord*, the Indian people cannot reach Unity."

"What an infinite power and bliss can you not find at your command when your self (व्यक्ति) stands *in unity* with the self of the whole Nation (समष्टि)."

"Without keeping alive the *flame of Faith* (श्रद्धा) and *the torch of* ज्ञान in your breasts, you cannot accomplish anything, you cannot advance a single step."

"By absorbing and digesting the outside materials you should develop and flourish, with the *original life of* श्रुति still beating in your breast and bosom.

—*Swami Ramatirth.*

"યુવાન્ ભાવી સુધારક, આર્યભૂમિના પ્રાચીન રીતરિવાજોને અને અધ્યાત્મ-નિષ્ઠાને તું તુચ્છ ગણીશ નહીં. વિરોધનું નવું તત્વ દાખલ કરવાથી આર્યપ્રજા ઐક્યને પામી શકશે નહીં."

"જ્યારે તમારો આત્મા (વ્યષ્ટિ) વિશ્વના આત્મા (સમષ્ટિ) સાથે ઐક્ય અનુભવે છે, ત્યારે કયી અનંત શક્તિ તથા કયો નિત્ય આનંદ તમારે સ્વાધીન થતો તમે જોઈ શકતા નથી."

"તમારા હૃદયમાં શ્રદ્ધાની જ્યોતિ અને જ્ઞાનના દીપને પ્રગટ રાખ્યાવિના તમે કાંઇ પણ સિદ્ધ કરી શકવાના નથી, તથા તમે એક પણ પગલું આગળ ભરી શકવાના નથી."

"બહારનાં સાધનોને જમીને તથા પચાવીને તથા શ્રુતિનું હાર્દ હમેશાં તમારા હૃદયમાં રાખીને તમારે વધવું અને ઉન્નતિને પામવું."

**—સ્વામી રામતીર્થ.**

આપણા આર્ષ ગ્રન્થોમાં, મનુષ્યે પોતાના જીવનની પણ દરકાર નહી રાખતાં સ્વધર્મના પાલનમાં જ તત્પર રહેવું. એવો ઉલ્લેખ વારંવાર કરવામાં આવ્યો છે. તેમજ તેથી વિરુદ્ધ પરધર્મનું આચરણ કરનાર કેવળ પાપનો જ ભોગી થાય છે અને તેનું આ લોક તથા પરલોકમાં અકલ્યાણ થાય છે એમ પણ જણાવ્યું છે. તથા જ્યારે જ્યારે મનુષ્યો સ્વધર્મમાંથી ભ્રષ્ટ થવાથી વર્ણાશ્રમોનો ઉચ્છેદ થવાનો પ્રસંગ આવે છે, ત્યારે ત્યારે ઇશ્વર પોતે અવતાર લઈ ને ધર્મનું પુનઃ સંસ્થાપન કરે છે અને અધર્મીઓનો નાશ કરે છે, એ વાતનો પણ ઉલ્લેખ ઐતિહાસિક પુરાવા સાથે આપણા જોવામાં આવે છે.

તો વર્ણાશ્રમ ધર્મોમાં એવું શું ગૌરવ રહેલું છે કે જેથી જગન્નિયન્તાને તેનું નિયમન કરવા સારૂ આટલો શ્રમ લેવાની જરૂર પડે છે, એની આપણને જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. વર્ણાશ્રમ ધર્મોનું જે સ્વરૂપ આર્ષગ્રન્થોમાં વર્ણવવામાં આવ્યું છે તે આપણી આ જીજ્ઞાસાને તૃપ્ત કરી શકતું નથી.

દેશ કાળમાં ફેરફાર થવાથી તેના (વર્ણાશ્રમ ધર્મના સ્વરૂપ) તરફ આપણે ઐતિહાસિક દૃષ્ટિથી જ જોતાં શીખ્યા છીએ. અને તે ધર્મોની છાયારૂપ રહેતું વર્તમાન કાલીન સામાજીક જીવન, જે સામાજીક ઉન્નતિને પ્રતિકૂળ છે, તે ઉપરથી મૂળ ધર્મોને પણ તેવા જ માની લઈ, વર્તમાન કાળમાં તેમને નિરુપયોગી ગણી, આપણે આપણી સમાજને ઉન્નત સ્થિતિમાં લાવવાની સદ્ભાવનાથી પ્રેરાઈ, અનાયાસે પ્રાપ્ત થયેલાં પાશ્ચાત્ય સામાજીક તત્ત્વોને આપણી સમાજમાં દાખલ કરવા દોરાઈ ગયા છીએ, અને પરોક્ષ રીતે વર્ણાશ્રમ ધર્મોનો વિનાશ કરવા તત્પર થયા છીએ.

વર્ણાશ્રમધર્મોએ ભૂત કાળમાં પણ આવા તીવ્ર આઘાતો સહન કરેલા છે. આપણને રામાયણ ઉપરથી સમજાય છે કે શ્રીરામચન્દ્રજીના સમય સુધી તે ધર્મો સર્વાંશે પ્રચલિત હતા. તેમના સંકરનું * બીજ બ્રાહ્મણ માતપિતાથી જન્મ પામી ક્ષાત્રધર્મનું પાલન કરનાર પરશુરામ તથા ક્ષત્રિય માતાપિતાથી જન્મી બ્રાહ્મણધર્મનું પાલન કરનાર વિશ્વામિત્રના સમયથી રોપાયું છે, અને મહાભારતના સમયમાં તે વૃદ્ધિંગત થઈ વૃક્ષરૂપે આપણને પ્રતીત થાય છે. અને આવા ધર્મના સંકરને અટકાવવા સારુ શ્રીકૃષ્ણે ગીતાજીનો ઉપદેશ કરી અર્જુનને ક્ષાત્રધર્મમાં પ્રવૃત્ત કર્યો છે.

પછી ઐતિહાસિક સમયમાં તેમનો (વર્ણાશ્રમધર્મોનો) પરાભવ કરી જ્યારે બૌદ્ધધર્મે પોતાનો વિજય વાવટો હિન્દુસ્થાનમાં ઉડાવ્યો

---

* મિશ્રણ, સેળભેળ થવું તે.

ત્યારે શ્રી શંકરાચાર્યે જ્ઞાનપ્રધામ વેદાન્તમતનું પ્રતિપાદન કરી સંન્યાસ-પ્રધાન વર્ણાશ્રમધર્મો સ્થાપન કર્યા. તેને પરિણામે શુષ્ક જ્ઞાનીઓનો સમૂહ વધી જતાં કેટલાક આચાર્યોએ ભક્તિપ્રધાન સંપ્રદાયો પ્રવર્તાવ્યા, અને કેટલાકોએ તો પ્રત્યક્ષ આશ્રમધર્મોનું ખંડન કરવા માંડયું. તેવા સમયમાં જ હિન્દુસ્થાનનો પશ્ચિમની પ્રજાઓ સાથે સંબન્ધ જોડાવાથી ત્યાંના સામાજીક તત્ત્વોએ પણ ધીમે ધીમે આપણા ધર્મમાં પ્રવેશ કરવા માંડયો અને પરિચય વધતાં પાશ્ચાત્ય ચમકારાના પ્રકાશથી અંજાઈ જઈ જનસમુદાયનો સુશિક્ષિત વર્ગ તેના જ પ્રકાશથી પ્રકાશિત થવા ઉત્સુક થઈ ગયો. આ સ્થિતિ શિક્ષણના પ્રચાર સાથે પ્રગતિને પામતી ગઈ અને સ્વાધીન ઘી, તેલ તથા મીણબત્તીના દીવાઓને ફેંકી દઈ, પ્રજા સમસ્તે પરાધીન વીજળીના દીવાથી જ પ્રકાશ મેળવવો, એવો મત વધતો ગયો.

આવી પરિસ્થિતિમાં વર્ણાશ્રમધર્મો કયા ધોરણ ઉપર રચવામાં આવ્યા છે, તથા પાશ્ચાત્ય ભાવનાઓ કરતાં આપણી આર્યભાવનાઓમાં કેટલું ગૌરવ સમાયલું છે, તથા હાલના સમયમાં તે ધર્મો કેટલા અંશમાં આચારમાં મૂકવાથી દુનિઆની પ્રજાઓમાં આપણું ગૌરવ સાચવી શકાય તેમ છે, એ બાબતોનો વિચાર કરી યથામતિ નિર્ણય કરવો અસ્થાને નહીં ગણાય.

શરૂઆતમાં આપણે સુખ અને દુઃખ એ બેનું ઋષિઓએ આપેલું યથાર્થ સ્વરૂપ સમજી આગળ ચાલીશું. મનુ ભગવાન્ કહે છે કે—

**यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत्**
**यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥**
**सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।**
**एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ ॥**

જે જે કર્મ પરાધીન છે તેને યત્નપૂર્વક વર્જવું. અને જે કર્મ સ્વાધીન છે તેનું યત્નપૂર્વક સેવન કરવું. ટુંકમાં સુખ અને દુઃખનું લક્ષણ એવું છે કે પરાધીનતામાં દુઃખ છે અને સ્વાધીનતામાં સુખ છે.

બીજું ધર્મ એ શબ્દનું પણ યથાર્થ સ્વરૂપ પ્રથમ સમજવાની જરૂર છે. સ્વાર્થ સિદ્ધ કરવામાં અને રાગદ્વેષમાં મનુષ્યની તથા પશુપક્ષી, વનસ્પતિ વર્ગ ઇત્યાદિની સ્વાભાવિક પ્રવૃત્તિ સમાન છે. અને તેનું પરિણામ દુઃખરૂપ હોવાથી તથા અંતે વિનાશમાં પર્યવસાન થતું હોવાથી, જગતને ધારણ કરવા સારૂ જે સ્વાર્થત્યાગની વિશિષ્ટ ભાવના મનુષ્યોને ઈશ્વર તરફથી અથવા તેના સંદેશહારકો તરફથી પ્રાપ્ત થયેલી છે તેને ધર્મ કહે છે. શ્રુતિ પણ

+ यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् । ' દેવોએ (સ્વાર્થ-ત્યાગ રૂપ ) યજ્ઞ વડે પ્રજાપતિનું યજન કર્યું અને તે યજ્ઞરૂપ ધર્મો પ્રથમ થયા. ' તથા त्यागेनैकेन अमृतत्वमानशुः । ' તેઓએ એક ત્યાગથીજ અમૃતત્વ પ્રાપ્ત કર્યું, એમ કહ્યું છે. અને સ્મૃતિ પણ ત્યાગનો અર્થ यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते । ' જે કર્મોના ફળનો ત્યાગ કરે છે, તેજ ત્યાગી છે ' એ પ્રમાણે સમજાવીને, नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ' ત્યાગવડે તે મુક્તિના સ્થાનરૂપ પરમ સિદ્ધિને પામે છે એમ જણાવે છે.

ઉપર જણાવેલા ત્યાગરૂપ ધર્મથી જે પ્રજાપતિનું યજન કરવાનું છે તેજ સમષ્ટિ છે.

**समष्टिरीशः सर्वेषां स्वात्मतादात्म्यवेदनात् ।**
**तदभावात्तदन्ये तु ज्ञायन्ते व्यष्टिसंज्ञया ॥**

સર્વને પોતાના આત્મરૂપે જાણનાર પ્રજાપતિ એટલે પરમાત્મા સમષ્ટિ છે અને તે જ્ઞાનના અભાવથી અન્ય સર્વ વ્યષ્ટિ છે. અર્થાત્ આ ભેદ કેવળ જ્ઞાનભેદને અવલંબીને જ રહેલો છે અને તે જ્ઞાનનો ઉદય ત્યાગરૂપ ધર્મના અનુષ્ઠાનથી સત્વશુદ્ધિ થતાં સત્વર થાય છે.

આ ધર્મના ત્રણ સ્કન્ધ* છે.

**यज्ञोऽध्ययनं दानमिति प्रथमः । तप एव द्वितीयः ।**
**ब्रह्मचार्याचार्यकुलवासी तृतीयोऽत्यन्तमात्मानमाचार्य-**
**कुलेऽवसादयन् । ( छा० )**

૧ યજ્ઞ, અધ્યયન અને દાનરૂપ ધર્મનું પાલન કરનાર **ગૃહસ્થ** પ્રથમ સ્કન્ધ છે. ૨ તપપરાયણ **વાનપ્રસ્થાશ્રમી** દ્વિતીય સ્કન્ધ છે. અને ૩ ગુરૂકુળમાં રહીને પોતાનું જીવન સમાપ્ત કરનાર **નૈષ્ઠિક બ્રહ્મચારી** તૃતીય સ્કન્ધ છે. પૂર્ણ વૈરાગ્યથી પ્રાપ્ત થયેલા આત્મજ્ઞાનમાં જ નિષ્ઠ રહેનાર **સંન્યાસીને** કોઈ પણ પ્રકારના ધર્મો બાકી રહેતા નહીં હોવાથી ઇશકોટીમાં ગણેલો છે, અને દેહ વિલય થતાં તે અમૃતત્વને પામે છે. ब्रह्मसंस्थोऽमृतत्वमेति । ( छा० )

આ સર્વમાં ગૃહસ્થને ધર્મશાસ્ત્રકારોએ શ્રેષ્ઠ માનેલો છે, કારણ કે તેનાથી સર્વની ઉત્પત્તિ અને સ્થિતિ છે. તેથી આપણે પણ તેને પ્રથમ સ્થાન આપી સમષ્ટિની તે કેવી રીતે પરિચર્યા કરી શકે છે તે જણાવીશું.

---

+महीधर-देवाः प्रजापतिप्राणरूपा यथोक्तेन यज्ञेन प्रजापतिमयजन्त । तानि धर्माणि जगद्रूपविकाराणां धारकाणि प्रथमान्यासन् ।

* થડ. મૂળ વેદ છે.

પ્રાચીન તથા વર્તમાન કાલીન ઇતિહાસ ઉપરથી આપણને સમજાય છે કે એક વ્યક્તિનું જીવન સ્વતન્ત્ર નથી પણ સામાજીક જીવનને માટે છે તથા તેને અધીન છે. એ સિદ્ધાંત ગ્રીસ, રોમ, ઈંગ્લાંડ, જર્મની વિગેરે દેશોએ પણ રાજકીય દૃષ્ટિથી ઘણે અંશે સ્વીકાર્યો છે, અને ફરજીઆત શિક્ષણ, ફરજીઆત લશ્કરી કાયદાઓ વિગેરે તેના પુરાવાઓ છે. આપણા ઋષિઓએ ધાર્મિક દૃષ્ટિથી આ સિદ્ધાંતને સંપૂર્ણ અંશમાં સ્વીકારીને તથા તેમ કરવાથી જ વ્યકિત તથા સમાજનું હિત સચવાય છે એમ માની, તેને જ અનુસરીને આપણા વર્ણાશ્રમ ધર્મો રચ્યા છે.

સામાજીક વ્યકિત તરીકે તેઓએ કેવળ પુરૂષને કે કેવળ સ્ત્રીને જ ગણી નથી. પણ एतावानेव पुरुषो यज्जायात्मा प्रजेति ह। પુરુષ, તેની સ્ત્રી અને સંતતિ એ ત્રણે મળીને એક સામાજીક વ્યકિત થાય છે એમ જણાવ્યું છે. અને વ્યકિતના ત્રણે અવયવોની શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક યોગ્યતાનો સંપૂર્ણ વિચાર કરીને તે ત્રણેને માટે જૂદા જૂદા ધર્મો ઠરાવેલા છે. ભોગાસકિત વ્યકિતના તેમજ સમાજના વિનાશનું કારણ છે, એ સર્વમાન્ય સિદ્ધાન્તને લક્ષમાં રાખીને ભોગ ( કામ ) અને તેના સાધન અર્થ ( દ્રવ્ય ) ને ગૌણ સ્થાન આપી, ત્યાગરૂપ ધર્મને જ તેમણે પ્રધાન સ્થાન આપ્યું છે. અને તે ધર્મનું,–સર્વના અંતર્યામી પરમાત્માની પ્રીતિસારૂ જ હું પાલન કરૂં છું.–એવી ભાવનાથી અનુષ્ઠાન કરવા આજ્ઞા કરવાથી, તેમણે ધાર્મિક મનુષ્યોને સારૂ મોક્ષનું દ્વાર ઉઘાડયું છે.

પુરૂષ બલિષ્ઠ, સહનશીલ, ધૈર્યવાન્ તથા પ્રગલ્ભ હોવાથી કુટુંબનિર્વાહનો તથા યથાશકિત તે તે સમયની સમાજના નિર્વાહનો ભાર તેને શિર નાંખ્યો છે. કુટુંબનિર્વાહના સાધનતરીકે જન્મથી જ તેનામાં રહેલી તથા બાલ્યાવસ્થાની સ્વાભાવિક અનુકરણ શકિતના બળથી માતા, પિતા, બંધુ વિગેરેના સહવાસમાં સુપોષિત થયેલી ભાવનાઓ અનુસાર કાર્યવિભાગના સિદ્ધાંત પ્રમાણે જૂદાં જૂદાં કર્મો ઠરાવવામાં આવ્યાં છે, જેને વર્ણધર્મ કહેવામાં આવે છે. વળી આ કર્મો વ્યકિતને નિર્વાહનું સાધન પુરૂં પાડી અટકતાં નથી, પણ સાથે સાથે સમાજનું પણ હિત સાધે છે.

આ ધર્મોનું યથાર્થ પાલન કરવા સારૂ જોઈતી સામગ્રીનો સંચય કરવાનો આરંભ ઉપનયનથી થાય છે. ઉપનયન થયા પછી પિતા બાળકને આચાર્યને સોંપે છે; અને આચાર્ય પ્રથમ તેને શૌચ તથાશિષ્ટાચાર શીખવીને ગૃહસ્થાશ્રમ ધારણ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવા સારૂ

જે જ્ઞાન આવશ્યક જણાય તે તેના વર્ણ પ્રમાણે આપે છે. બ્રાહ્મણને વેદશાસ્ત્ર વિગેરે શીખવે છે. ક્ષત્રિયને તથા વૈશ્યને નિત્ય કર્મમાં ઉપયોગી થાય તેટલું જ વેદનું જ્ઞાન આપી, અનુક્રમે ધનુર્વેદ અને ૬૪ કળાઓ તથા કૃષિશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનું જ્ઞાન આપે છે. અને શૂદ્રને વેદનો અધિકાર નહીં હોવાથી તેને અથર્વવેદના ઉપવેદ અર્થવેદમાંથી શિલ્પશાસ્ત્રનું જ્ઞાન આપે છે. પણ શૂદ્રની સેવાધર્મમાં પ્રધાન પ્રવૃત્તિ હોવાથી તેને અધ્યયન ઐચ્છિક રાખી ત્રૈવર્ણિક પ્રજાને સારૂ અધ્યયન આવશ્યક ઠરાવ્યું છે. અને તે પ્રમાણે ન કરે તેને માટે દંડ તરીકે ૫૦-૬૦ રૂપિઆ જેટલી રકમ નહીં રાખતાં તેનો ત્રૈવર્ણિક સમાજમાંથી બહિષ્કાર કરવો એમ પણ ઠરાવ્યું છે.

વળી આ બ્રહ્મચર્યાશ્રમના વિશેષ ધર્મોનું પાલન કરવાથી ગૃહસ્થાશ્રમમાં સંભવતી ભોગાસક્તિ ઉપર અંકુશ રાખવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે,

**चतुर्थमायुषो भागमुषित्वाद्यं गुरौ द्विजः ।**
**द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत् ॥**

આ પ્રમાણે આયુષ્યનો ચતુર્થ ભાગ એટલે ૨૦ થી ૨૫ વર્ષની ઉમ્મર થતા સુધી સાધનસંપન્ન થઇને પછી જ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ થઇ શકે છે. જેને વેદ વેદાંતના જ્ઞાનથી ઇન્દ્રિયનિગ્રહ સાધ્ય થયેલો છે, તેને માટે નૈષ્ઠિક બ્રહ્મચર્યાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, અથવા સંન્યાસાશ્રમ ધારણ કરવાની છુટ રાખવામાં આવી છે. પણ અનાશ્રમી રહી યથેચ્છ વર્તન રાખી સમાજને પોતાના વર્તનથી તથા ઉપદેશથી આડે માર્ગે દોરનારને મહાપાતકી ગણ્યો છે.

આ પ્રમાણે સાધનસંપન્ન થઇને પોતેજ સારા લક્ષણવાળી કન્યા સાથે ગુરૂજનોની અનુમતિ લઇ લગ્ન કરીને ગૃહસ્થાશ્રમનો આરંભ કરવાનો છે. કોઇ પણ ઠેકાણે આ અધિકાર માતપિતાને આપવામાં આવ્યો નથી.

બ્રાહ્મણે યાજન, અધ્યાપન અને પ્રતિગ્રહ ઉપર, ક્ષત્રિયે બાહુબળ ઉપર, વૈશ્યે કૃષિ, ગોરક્ષા અને વાણિજ્ય ઉપર તથા શૂદ્રે નોકરી અને શિલ્પકળા* ઉપર પોતાનો નિર્વાહ કરવાનો છે. અને તેનાથીજ જે પ્રાપ્ત થાય તેના ઉપરજ આધાર રાખવાનો છે. +

---

* तक्षा च तंत्रवायश्च नापितो रजकस्तथा ।
पञ्चमश्चर्मकारश्च कारवः शिल्पिनो मताः ॥

સૂતાર, વણકર, હજામ, ધોબી તથા ચર્મકાર એ પાંચ કારૂકર્મ કરનારાઓ શિલ્પિઓ કહેવાય છે.

+ स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।

તે ઉપરાંત સમકાલીન સમાજના નિર્વાહને સારૂ ગૃહસ્થે નિત્ય પંચમહાયજ્ઞ તથા ઇષ્ટાપૂર્તરૂપ નિત્યદાનનું સેવન કરવું; તથા ગૃહસ્થાશ્રમને અંગે તેને પ્રાપ્ત થતાં સમાજનાં ત્રણ ઋણો ચૂકવવા પ્રવૃત્ત થવું એમ ધર્મશાસ્ત્રો જણાવે છે.

નિત્ય પશુ, પક્ષી, કીટ વિગેરે પ્રાણીઓના નિર્વાહ સારૂ તેમને બલિ આપવા તે **ભૂતયજ્ઞ.** નિત્ય અન્નજળથી અતિથિનો સત્કાર કરવો તે **નૃયજ્ઞ.** નિત્ય પિતૃઓ નિમિત્ત સત્પાત્રને શ્રદ્ધાપૂર્વક ભોજનાદિથી તૃપ્ત કરવા તે **પિતૃયજ્ઞ.** હુતદ્રવ્યોથી મનુષ્યજીવનના આધારરૂપ વાયુદેવને* પ્રસન્ન રાખવા હોમ કરવો તે **દેવયજ્ઞ.** અને પોતાના વેદનું નિત્ય યથાશક્તિ ( સમષ્ટિ પરિચર્યાની ભાવના જાગૃત રાખવા ) અધ્યયન કરવું તે **બ્રહ્મયજ્ઞ.** પંચમહાયજ્ઞ કરી બ્રહ્મચારી વાનપ્રસ્થી અથવા સન્યાસીથી ચાણ્ડાળ પર્યંત જે કોઈ અન્નની અપેક્ષા રાખનાર હાજર હોય તેને યથાશક્તિ અન્ન આપીને તથા સ્નેહી સંબંધી સર્વને ભોજનાદિથી તૃપ્ત કરી જે અન્ન શેષ રહે તેજ ગૃહસ્થે જમવાનું છે. ભોજન જેવી જીવનના નિર્વાહના સાધનની વસ્તુઓના ઉપભોગમા પણ ધર્મશાસ્ત્રે વ્યક્તિસ્વાતંત્ર્ય સ્વીકાર્યું નથી

ગૃહસ્થે જે વિદ્યા અને તપયુક્ત બ્રાહ્મણો સમાજને મફત શિક્ષણ આપે છે તેમને નિત્ય યથાશક્તિ દાન આપવુ તથા સમાજના હિતને સારૂ વાવ, કુવા તળાવ, દેવાલય, બાગબગીચા તથા વિશ્રાંતિભુવનો યથાશક્તિ બંધાવવા તથા યજ્ઞયાગાદિ કરવા. આ સર્વનો નિત્ય દાનમાં સમાવેશ થાય છે.

ઉપર જણાવેલાં ત્રણ ઋણોમાંથી સમાજની સતતિ (continuity)-ને સારુ પોતાની પાછળ સામાજીક હિત સાચવનાર વીર પુત્ર ઉત્પન્ન કરવાથી **પિતૃઋણ** વાળી શકાય છે. દરેક સમાજનું પરમ સુખ સમાજના સનાતન અસ્તિત્વમાં જ સમાયલું છે. અને તેને અનુસરીને આ ઋણની યોજના કરેલી છે. બીજું **ઋષિઋણ** છે. સમાજે દીર્ઘ કાળના અનુભવ ઉપરથી સંપાદન કરેલા અમૂલ્ય જ્ઞાનના ભંડારનું સંરક્ષણ કરવું તથા તેમાં વધારો કરવો એ દરેક વ્યક્તિનું કર્તવ્ય છે. તેનો લોપ થવાથી સમાજની અવનતિ અને તેની જાગૃતિ થવાથી સમાજની ઉન્નતિ થાય છે; કારણ કે સમાજના ગૌરવનું ભાન કરાવનાર

* कतमोऽध्यर्ध इति योऽयं पवत इति । बृ० यदस्मिन् वायौ सतीदं सर्वं ऋद्धिं प्राप्नोति । ( भाष्ये )

આ એકજ વસ્તુ છે. આ સિદ્ધાન્તને અનુસરીને ઋષિઋણની યોજના કરવામાં આવી છે. ત્રીજું દેવઋણ છે. આપણી આર્યભૂમિમાં દેશ કાળને અનુસરીને સમાજના હિતને સારૂ જૂદા જૂદા પ્રકારના યજ્ઞયાગાદિનું વિધાન કરવામાં આવ્યું છે. આપણા દેશનો મોટો ભાગ સમશીતોષ્ણ કટિબંધમાં હોવાથી વાતાવરણમાં તાત્કાલિક ફેરફાર થવાનો તથા જીવનને નુકસાનકારક વસ્તુઓનું જલદી પૃથક્કરણ થવાથી હવામાં બિગાડ થવાનો વિશેષ સંભવ રહે છે. તેથી વાયુદેવને પ્રસન્ન રાખી હવા સ્વચ્છ રાખવી એ દરેક વ્યક્તિનું કર્તવ્ય ગણી યજ્ઞયાગાદિ કરવાની ફરજ પાડવામાં આવી છે; જેનાથી મનુષ્ય દેવઋણમાંથી મુકત થાય છે. આને અભાવે થતા ઉપદ્રવો આપણે અનુભવીએ છીએ.

આ ધર્મોમાં પ્રવૃત્ત રહેવાની બુદ્ધિ કાયમ રહે તે સારૂ ગૃહસ્થને નિત્ય નૈમિત્તિક કર્મો અવશ્ય કરવાં એમ જણાવ્યું છે.

સામાજીક વ્યક્તિનો બીજો અવયવ સ્ત્રી છે. અને તેની સુકોમળતા, લાવણ્ય, અસહિષ્ણુતા, સ્નેહાળ સ્વભાવ તથા મોહક મૂર્તિને ધ્યાનમાં રાખીને ઋષિઓએ તેને આયાસમાંથી મુકત કરી તેની યોગ્યતા પ્રમાણે ધર્મો ઠરાવ્યા છે.

તેઓએ સ્ત્રીઓના બે પ્રકાર જણાવ્યા છે. ૧ સદ્યોવધૂ અને ૨ બ્રહ્મવાદિની. બ્રહ્મવાદિની સ્ત્રીઓનું જીવન નૈષ્ઠિક બ્રહ્મચારીઓના જેવું છે. તેઓને યજ્ઞોપવીત આપી વેદાધ્યયન તથા તત્ત્વજ્ઞાનનો અધિકાર આવ્યો છે તથા પુરૂષવર્ગમાં સંચાર કરવાની સંપૂર્ણ છૂટ આપવામાં આવી છે. આવી સ્ત્રીઓનું દર્શન ઉપનિષદોમાં તથા મહાભારતમાં કોઈ કોઈ પ્રસંગે થાય છે. ગાર્ગી વાચકનવી જેણે બ્રહ્મસભામાં યાજ્ઞવલ્ક્ય જોડે વાદમાં ઉતરીને યાજ્ઞવલ્ક્યના બ્રહ્મનિષ્ઠપણાની ઋષિઓને ખાતરી કરી આપી હતી તથા સુલભા જેણે જનકરાજાની સભામાં જઈ તેને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપ્યો હતો, એ બે બ્રહ્મવાદિની સ્ત્રીઓનાં પ્રસિદ્ધ દૃષ્ટાન્તો છે. પણ આ પ્રકારની સ્ત્રીઓ વિરલ જ હોય છે.

બીજા પ્રકારની સ્ત્રી જેને સદ્યોવધુ તરીકે ધર્મશાસ્ત્રકારોએ વર્ણવેલી છે તે ઉપર જણાવ્યા પ્રમાણે સામાજીક વ્યક્તિનો બીજો અવયવ છે. તેને ઉપનયન સંસ્કાર કરવામાં નથી આવતો અને તેને માટે વિવાહ આવશ્યક છે. પુરૂષની સહધર્મચારિણી તરીકે તેને ગણવામાં આવી છે અને ગૃહતન્ત્રનો સર્વ ભાર તેના ઉપર નાંખી સર્વ ગૃહવૈભવની તેને

અધિષ્ઠાત્રી બનાવવામાં આવી છે. **સમકાલીન સામાજીક હિતમાં** પુરૂષ પ્રમાણે તેની પ્રત્યક્ષ યોજના નહીં કરતાં એક સહાયક તરીકે તેની યોજના કરવામાં આવી છે.

પણ **ભાવી સમાજનો** સર્વ ભાર તેના શિર ઉપર નાંખવામાં આવ્યો છે. વીર પુત્રાને જન્મ આપી તેમનામાં સદાચાર, ધર્મ, નીતિ વિગેરેના સંસ્કારો નાંખવા તથા પુત્રીઓને- ગૃહતન્ત્રમાં કુશળ કરી પતિને ઘેર પ્રતિષ્ઠા મેળવે તેવું શિક્ષણ * આપવું એ તેનું જ સ્વતન્ત્ર કર્તવ્ય છે. અને આ કર્તવ્ય ભૂત કાળમાં તેઓએ કેવી ઉત્તમ રીતે કરી બતાવ્યું છે, એ ઇતિહાસો તથા પુરાણો ઉપરથી જણાય છે.

+ **दुहितुः पाण्डित्यं गृहतन्त्रविषयमेव वेदेऽनधिकारात् । बृ॰ भाष्य ।**

ભાવી સમાજનાં બીજોને સુપોષિત કરવાના કામમાં સ્ત્રીઓનો ચિત્તપ્રસાદ પ્રધાન કારણ છે. તે ઉપરથી પતિએ તથા અન્ય સંબંધીઓએ તેમને પ્રસન્ન રાખવા, પોતે વૈભવનો ત્યાગ કરીને, યથાશક્તિ અલંકાર સુશોભિત વસ્ત્રો, મેવામિઠાઈ વિગેરે પ્રસંગે પ્રસંગે તેમને આપવાની ધર્મશાસ્ત્રોએ આજ્ઞા કરી છે. અને તેની પ્રસન્નતા ઉપર જ દેવતાઓની પ્રસન્નતાનો તથા કુલની વૃદ્ધિનો આધાર છે એમ જણાવ્યું છે. અને તેણે પણ સર્વ પ્રકારે પતિનું જ હિત કરવું એમ ઠરાવ્યું છે.

ગૃહિણી તરીકેના તેના ગૌરવ કરતાં માતા તરીકેનું તેનું ગૌરવ તો સર્વોત્કૃષ્ટ છે. 'ગૌરવમાં ઉપાધ્યાયથી આચાર્ય દશગણો છે, આચાર્યથી પિતા સો ગણો છે અને પિતાથી માતા સહસ્ર ગણી વિશેષ છે.' આર્યપ્રજાએ સ્ત્રીઓને અધમ સ્થિતિમાં રાખી છે એમ કહેવાનું અજ્ઞાન આ ઉપરથી સહજ સમજી શકાય છે.

સામાજીક વ્યક્તિનો ત્રીજો અવયવ સંતતિ છે. સ્વાભાવિક પશુવૃત્તિઓનું નિયમન કરી, ધર્મવૃત્તિઓ જાગૃત કરવા તેને કોઈપણ પ્રકારનું સ્વાતંત્ર્ય નહીં આપતાં, પ્રથમ માતા પિતાની આજ્ઞાનુસાર વર્તન કરવા તથા ઉપનયન પછી આચાર્યની આજ્ઞાઓનું પાલન કરવા ધર્મશાસ્ત્રોએ આજ્ઞા કરેલી છે.

**त्रिष्वेतेष्विति कृत्यं हि पुरुषस्य समाप्यते ।**
**एष धर्मः परः साक्षादुपधर्मोऽन्य उच्यते ॥**

માતા, પિતા અને આચાર્યની આજ્ઞા પાલન કરવામાં જ પુરૂષનું કર્તવ્ય સમાપ્ત થાય છે, આ પરમધર્મ છે અને બીજું સર્વ ઉપધર્મ છે.

---

* સાહિત્ય, ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, સંક્ષિપ્ત આયુર્વેદ વિગેરેનું શિક્ષણ પતિની સહાયની અપેક્ષા રહે તો તે લઈને આપવું.

નિર્વીર્ય પ્રજા ઉત્પન્ન ન થવા સારૂ તથા વસ્તિનું પ્રમાણુ હદ ઉપરાંત વધી ન જવા સારૂ પ્રજનન ઉપર ઋષિઓએ અનેક પ્રકારના અંકુશો મૂક્યા છે જેનો વિસ્તાર બીજા પ્રસંગે કરવામાં આવશે.

ત્યાગરૂપ ધર્મનું સ્વરુપ પોતાના પ્રત્યક્ષ વર્તનથી સમાજના લક્ષમાં રાખનાર ધર્મના બીજા બે સ્કન્ધોને સમષ્ટિ પરિચર્યા સારૂ વિશેષ ધર્મોનું પાલન કરવાની ધર્મશાસ્ત્રે આજ્ઞા કરી નથી.

આ ઉપરથી સમજી શકાશે કે સામાજીક વ્યકિતના દરેક અવયવને પોતાનું પોષણ કરી, સમાજરૂપ સમષ્ટિની જ પરિચર્યામાં નિયુકત કરવામાં આવ્યો છે. અને વ્યક્તિની ભોગાસકિત ઉપર અંકુશ મૂકી તેનું પર્યવસાન સમષ્ટિના કલ્યાણમાં જ કરેલું છે. વ્યકિતની ભોગાસકિત ઉપર રચાયલી વ્યકિતસ્વાતન્ત્ર્યની ભાવનાએ હાલ કેટલો અનર્થ કર્યો છે તે આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. એ ભાવનાથી ઉદ્દ્ભવ પામેલો પિતા-પુત્રનો, પતિપત્નીનો, ભાઈભાંડુઓનો, ગુરૂશિષ્યોનો તથા રાજાપ્રજાનો વિરોધ આપણી સમાજનું કેટલું અહિત કરી રહ્યો છે એ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ. અને જો આ ભાવના ઉપર કોઈ પણ પ્રકારનો અંકુશ નહી મૂકવામાં આવે તો તે આટલેથી નહીં અટકતાં તે આપણને નષ્ટ કરવા સમર્થ થશે એવો ભય રહે છે.

હવે આપણે એટલું જ જોવાનું છે કે ઉપર જણાવેલા ધર્મો હાલ આપણી સમાજમાં કેટલા અંશમાં પ્રચલિત છે અને તેમાં શો સુધારો વધારો કરવાથી આપણે સમાજરૂપ સમષ્ટિનું કલ્યાણ કરી શકીએ.

આપણી હાલની પરિસ્થિતિનું અવલોકન કરતાં કોઈ પણ ધાર્મિક પુરૂષને ખેદ થયા વગર રહેતો નથી. ચોતરફ દૃષ્ટિ ફેરવતાં કોઇ સ્થાને વર્ણનો સંકર, કોઇ સ્થાને વર્ણધર્મનો સંકર, કોઇ સ્થાને આશ્રમનો સંકર ને કોઇ સ્થાને આશ્રમનો અભાવ આપણી દૃષ્ટિગોચર થાય છે. શુદ્ધ સ્વરુપમાં વર્ણાશ્રમધર્મનું પાલન કરનાર વિરલ જ દૃષ્ટિએ પડે છે. આવી સ્થિતિમાં પણ આપણે તેમનો પુનરૂદ્ધાર કરવાને ધારીએ તો કરી શકીએ તેમ છે. પ્રથમ તે કાર્યમાં ધર્માચાર્યો, પ્રાચીન તથા નવીન પંડિતો અને ધાર્મિક રાજાઓની સહાયથી ધાર્મિક પરિષદો મેળવી ધર્મસિદ્ધાંતો અને શિષ્ટાચારોનું પૃથક્કરણ કરવાની જરૂર છે. શિષ્ટાચારોને સમયાનુકૂલ કરવાથી ધર્મસિદ્ધાંતોને હાનિ નથી પહોંચતી. આ પ્રમાણે યુગે યુગે શિષ્ટાચારોમાં ફેરફાર કરીનેજ નવી નવી સ્મૃતિઓ રચાયલી છે. તેજ ધોરણને અનુસરીને વર્તમાન સમયને માટે પણ ધાર્મિક પરિષદોની સંમતિથી નવીન સર્વમાન્ય સ્મૃતિ રચવાની જરૂર છે. અને આચારની એકતા થતાં અનેક ઉપવર્ણોની એકતા ક્રમેક્રમે વધશે.

૨. બ્રહ્મચર્યાશ્રમ જેના ઉપરજ વર્ણાશ્રમ ધર્મની ઈમારત ચણાય છે તેનો ઉદ્ધાર કરવાની જરુર છે, અને તે કાર્યમાં સર્વની સહાય મળી શકે તેમ છે. એને સારૂ–પિતાએ દેવું કરીને પણ પુત્રને પરણાવવોજ જોઇએ એવી જે લોકોની ભાવના છે તે અધાર્મિક છે એમ સમજાવી દુર કરવાની જરુર છે. અને કોલેજના શિક્ષણ સાથે સાથે ધાર્મિક ( વેદ-શાસ્ત્રનું ) શિક્ષણ આપી શકે તેવી સ્વતંત્ર સંસ્થાઓ સ્થાપન કરવાની જરુર છે. તથા નૈષ્ઠિક બ્રહ્મચારીઓને ઉત્પન્ન કરી તેમને ઉપવેદો, ૬૪ કળાઓ તથા બીજી નષ્ટ થયેલી વિદ્યાઓને સજીવન કરવી, પ્રાચીન શોધ-ખોળના કાર્યમાં, તથા આપણા જ્ઞાનમાં નવીન વિજ્ઞાનશાસ્ત્રની વૃદ્ધિ કરવાના કાર્યમાં ઉત્તમ પ્રતિષ્ઠાપૂર્વક યોજવાની જરૂર છે.

૩. વેદાધ્યયનનો દિવસે દિવસે જે લોપ થતો જાય છે તે અટકાવવા સારૂ સાવિત્રીથી પતિત થયેલા ક્ષત્રિયોને તથા વૈશ્યોને શાસ્ત્રીય પ્રાય-શ્ચિત્ત આપી વેદાભિમુખ કરવાની જરૂર છે. આ કાર્ય જો કે અવ્યવસ્થિત રીતે શરૂ થઇ ગયું છે તો પણ તેને વ્યવસ્થિત કરવાથી તેનું પરિણામ સારૂં નિવડશે એવી આશા રાખી શકાય છે.

૪. આપણા દેશમાં અપાત્રને દાન આપવામાં દ્રવ્યનો ઘણોજ દુરૂપ-યોગ થાય છે અને તેને પરિણામે આપણા ધર્મશાસ્ત્રકારોએ જણાવેલું દુષ્ટ ફળ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ યોગીશ્વર યાજ્ઞવલ્કયે કહ્યું છે કે

**विद्यातपोभ्यां हीनेन न तु ग्राह्यः प्रतिग्रहः ।**
**गृह्णन् प्रदातारमधोनयत्यात्मानमेव च ॥**

વિદ્યા એટલે વેદશાસ્ત્ર અને તપ એટલે ઇન્દ્રિયનિગ્રહ એ બેથી જે હીન છે તેવા બ્રાહ્મણે પ્રતિગ્રહ કરવો નહી. તે જો કરે છે તો લેનાર અને આપનાર બેઉ જણ અધોગતિને પામે છે. આજ આર્ષ વચન અનુસાર આપણો દેશ અધોગતિને પામ્યો છે, તેથી જનસમાજના મનમાં પાત્રને જ દાન આપવાનું ઠસાવવાની જરૂર છે. અને આમ થવાથી શુદ્ધ, શીલસંપન્ન અને આધ્યાત્મિક બળવાળા બ્રાહ્મણોની સંખ્યા વધશે. અને દાન આપનારાઓને પણ આવા બ્રાહ્મણો તેમના દાનનો સ્વીકાર કરે તે સારૂ વિશુદ્ધ જીવન ગાળવાની ફરજ પડશે.

૫. જો કે આપત્તિધર્મોને અનુસરીને અથવા તો વર્ણસંકરતાને પરિણામે એક વર્ણને બીજી વર્ણના ધર્મોનું પાલન કરવું પડે છે, છતાં પણ અનુકૂળ સમય પ્રાપ્ત થતાં સ્વધર્મ તરફ વળી જવા તથા તેમાં જે દ્રવ્ય પ્રાપ્ત થાય તેથી સંતોષ માની પોતાના વર્ણધર્મોનું

આગ્રહપૂર્વક પાલન કરવામાં પ્રજાની પ્રવૃત્તિ કરવાની જરૂર છે. (यल्लभसे निजकर्मोपात्तं वित्तं तेन विनोदय चित्तम् )—શ્રીશંકરાચાર્ય.

૬. ભોગાસકિત એ પશુધર્મ છે અને તેથી મનુષ્યત્વની હાની થાય છે અને પરિણામે પ્રજાનો વિનાશ થાય છે એ સિદ્ધાન્ત ઐતિહાસિક પુરાવાઓ સાથે પ્રજાને સમજાવી, એશઆરામની વસ્તુઓનો યથાશકિત ત્યાગ તથા જરૂરિઆતોનો યથાશકિત સંકોચ કરી સ્વાશ્રયી થવા પ્રજાને ઉપદેશ કરવાની જરુર છે. અને તેમ કરવાથી જ સુખરૂપ પરિણામ આવે છે એ આર્ષ સિદ્ધાન્ત સ્થાપન કરવાની જરુર છે.

૭. નિર્વીર્ય પ્રજાનો થતો વધારો અટકાવવા સારૂ આર્ષમત પ્રમાણે આયુષ્યનો બીજો ભાગ સમાપ્ત થતાં વાનપ્રસ્થાશ્રમ સ્વીકારનારાઓનું ગૌરવ સ્વ. સાક્ષર શ્રીયુત ગોવર્ધનરામભાઈ જેવા વિદ્વાનોના દૃષ્ટાન્તોથી પ્રજાને સમજાવવાની જરુર છે. અને આ આશ્રમનો પુનરુદ્ધાર કરવાની જરુર છે. તેમ જ બ્રહ્મનિષ્ઠ સંન્યાસીઓનો જ સત્કાર કરીને સંન્યાસ આશ્રમ ઉપર અંકુશ મૂકવાની જરૂર છે.

૮. સ્ત્રીઓને વર્તમાનકાલીન સમાજની સેવા કરવાની યોગ્યતા પ્રાપ્ત કરાવવાની દૃષ્ટિથી જે શિક્ષણ આપવામાં આવે છે, તે આપણા ધાર્મિક સિદ્ધાન્તોથી વિરૂદ્ધ હોવાથી તેને પરિણામે ભાવી સમાજનું અહિત થવા સંભવ રહે છે. તેથી ભાવી સમાજનું સર્વાંશે હિત સચવાય અને આપણું સામાજીક જીવન ચિરસ્થાયી રહે તે સારૂ તેમને સંસ્કૃત અને સ્વદેશી સાહિત્ય, ધર્મશાસ્ત્રો, નીતિશાસ્ત્ર, ઇતિહાસ, પુરાણ, આયુર્વેદ, પાકશાસ્ત્ર તથા ગૃહતન્ત્રમાં પાણ્ડિત્ય પ્રાપ્ત કરવાનું બીજું આવશ્યક જ્ઞાન આપવાની જરૂર છે. પાશ્ચાત્ય પ્રજાઓમાં તે તે વિષયો કેવી રીતે કેળવાયલા છે તે સમજવા સારુ વાંચીને સમજી શકે તેટલું ઈંગ્રેજી જ્ઞાન આપવાની પણ જરૂર છે.

૯. ધર્મશાસ્ત્રની દૃષ્ટિથી જોતાં સમાજનો મોટો ભાગ નોકરી તથા કારૂકર્મમાં આસકત થઈ ઉદરનિર્વાહ અને ભોગાસકિતમાં કૃતકૃત્યતા માની શૂદ્રપ્રાય થઈ ગયેલો જોવામાં આવે છે. હાલ જે શિક્ષણક્રમ પ્રચારમાં છે તે શૂદ્રોને માટે પૂરતો છે. તેમને માત્ર ઇતિહાસ પુરાણના વિશેષ શિક્ષણની જરૂર છે. અને ત્રૈવર્ણિક પ્રજાને તે ઉપરાંત તેની સાથે સાથે ત્યાગ અને ઇન્દ્રિય નિગ્રહના ન્યૂનાધિક પ્રમાણ ઉપર રચાયલા પોતાના ધર્મો પાલન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવા વેદશાસ્ત્ર વિગેરેનું અધ્યયન પૂર્ણ ઉત્સાહથી કરવાની જરુર છે. અને બ્રાહ્મણે બુદ્ધિબળથી, ક્ષત્રિયે બાહુબળથી વૈશ્યે દ્રવ્યબળથી અને શૂદ્રે સેવાબળથી સામાજીક પુરુષરૂપ સમષ્ટિની પરિચર્યા કરવાની છે. પોતપોતાના ધર્મોનું પાલન કરવાથી ચારે

**વર્ણોને ઇશ્વરના અનુગ્રહરૂપ ફળ સરખુંજ મળે છે અને નહીં કર-વામાં પ્રત્યવાય પણ સરખોજ છે—એ ધાર્મિક સિદ્ધાન્તોથી તથા ઐતિ-હાસિક દૃષ્ટાન્તોથી સાબીત કરીને ચારે વર્ણોની સમાનતાનો બોધ પ્રજામાં કરી વર્ણાશ્રમ ધર્મો ઉપર થતા પક્ષપાતના આક્ષેપોનો પરિહાર કરવાની જરૂર છે. અને મનુષ્યના શરીરના અવયવોના દૃષ્ટાન્તથી આ વાત સ્પષ્ટ સમજાવવાની જરૂર છે.**

અત્રે જણાવવાની જરૂર છે કે શૂદ્રો અનાર્યો હતા અને આર્યોએ તેમના ઉપર વિજય મેળવી તેમને સામાજીક હકો નથી આપ્યા, એ માન્યતા રોમન રાજ્યનીતિ ઉપરથી જન્મ પામેલી છે. સામાજીક વ્યવસ્થા પુરૂષના કુદરતી શારીરિક બંધારણને ધોરણે કરવામાં આવેલી છે અને પુરૂષસૂક્તમાં સામાજીક પુરૂષના પાદરૂપે શૂદ્રનું વર્ણન કર-વામાં આવ્યું છે. અર્થાત્ પાદનો જેટલો સંબંધ તથા ઉપયોગ શરી-રને છે તેટલોજ શૂદ્રનો સંબંધ તથા ઉપયોગ સમાજને છે. અને તેમને અભાવે સમાજ પણ પાંગળી બની જાય છે. તેઓ અનાર્યો હતા એ અનુમાન, નિષાદ, કિરાત, ભિલ્લ વિગેરે વનચર જાતિઓને શૂદ્ર માનીને કરવામાં આવેલું છે. પણ પુરાણકારો જણાવે છે કે અધર્મિષ્ઠ અને મહાપાતકી વેનરાજાના મૃત શરીરનું મન્થન* કરવાથી ઉત્પન્ન થયેલા પાપપુરુષની આ પ્રજા છે. અને તેનો ચાતુર્વર્ણ્ય પ્રજાએ બહિષ્કાર કરી તેને સર્વ પ્રકારના સંસર્ગથી દૂર રાખવાથી, તેની પ્રજા-રૂપ નિષાદ, કિરાત, વિગેરે અનાર્યત્વને પામ્યા છે.

આ સિદ્ધાન્ત પણ સમાજને સારી રીતે સમજાવવાની જરૂર છે.

આ પ્રમાણે આપણા વર્ણાશ્રમ ધર્મોના સિદ્ધાન્તો અનુસાર આપણું ગૌરવ સાચવવા સારૂ જે પ્રવૃત્તિઓ કરવાની જરૂર છે, તે પ્રવૃત્તિઓની પરિસમાપ્તિ સમષ્ટિ પરિચર્યામાં જ થાય છે એ આપણે સહજ સમજી શકીશું.

સમાજની દરેક વ્યક્તિની ફરજ છે કે, પોતાનાં સામાજીક બંધારણો ક્યા ધોરણ ઉપર રચવામાં આવ્યાં છે તેનું સંપૂર્ણ પર્યાલોચન કરીને પોતાના ગૌરવનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જ તેમાં સુધારો વધારો કરવા પ્રવૃત્તિ કરવી. અને તે પ્રમાણે ન કરતાં પાણ્ડિત્યનું અભિમાન ધરાવ-નાર જે પુરૂષો ભોગાસક્તિ અને સ્વેચ્છાચારના પાયા ઉપર રચા-યલા વ્યક્તિસ્વાતંત્ર્યના કિલ્લામાં રહીને દેશને, સમાજને, જ્ઞાતિજનોને, બન્ધુઓને, જનકજનનીને, ધર્મપ્રવર્તક ઋષિઓને અને સ્વધર્મને

* રૂપકની દૃષ્ટિથી જોતાં મન્થન કરવું એટલે પૂર્ણ તપાસ કરીને પાપાચારમાં પ્રવૃત્તિ કરાવનાર દુષ્ટ સલાહકારોને ખોળી કાઢવા એમ સમજવું.

ધિક્કારે છે, અને સમાજને ઉન્નતિને શિખરે પહોંચાડવાનો આડંબર કરી, સ્વાર્થસિદ્ધિને માટે પોતે પોતાની તુચ્છ બુદ્ધિ અનુસાર રચેલા સિદ્ધાન્તાભાસોથી સમાજને અવળે માર્ગે દોરવા મચ્યા રહે છે, તેવા ધર્મદ્રોહીઓના પાશમાં નહીં સપડાવા સમાજને ચેતવણી આપવાની પણ દરેક ધાર્મિક વ્યક્તિની ફરજ છે.

આ લેખથી આપણા ધાર્મિક બંધારણોનું શુદ્ધ સ્વરૂપ સમજવાને સમષ્ટિ પરિચર્યા રૂપ એક દૃષ્ટિબિન્દુ સર્વની સમક્ષ રજુ કરવામાં આવ્યું છે. અને વિસ્તારના ભયથી કેવળ ગૃહસ્થ ધર્મને પ્રધાન સ્થાન આપી તેનાથી સમષ્ટિ પરિચર્યા કેવી રીતે સધાય છે તેનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. આજ દૃષ્ટિબિન્દુથી જો આપણાં સર્વ ધાર્મિક બંધારણોની પરીક્ષા કરવામાં આવશે, તો તેમનું ગૌરવ સર્વને સહેલાઈથી સમજાશે, અને સામાજીક ઉન્નતિની પર્યાપ્તિ વર્ણવ્યવસ્થામાં જ છે એવી ખાત્રી થશે.

મૂલશંકર યાજ્ઞિક.